શ્રી શુદ્ધાદ્વૈત સંસદ પ્રકાશન-૫

# પુષ્ટિ-સુધા

## શ્રીમદ્ વલ્લભાચાર્યજીના ષોડશ ગ્રંથોના રહસ્યો સમજાવતો રસમય સંવાદ

ર સો વૈ સઃ યં લ બ્ધા



આ નં દી ભ વ તિ

શ્રી શુદ્ધાદ્વૈત સંસદ અમદાવાદ

૨૪૪૬૫

## શ્રી શુદ્ધાદ્વૈત સંસદનાં સને ૧૯૪૪ માં પ્રકટ કર ધારેલાં પુસ્તકો

૧. પુષ્ટિ-પ્રવેશઃ—સનાતન હિંદુ ધર્મની ખૂબીઓ અને વિશેષે ક
શ્રીમદ્ વલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત માર્ગનું સ્વરૂપ સમજાવતો
મધ વાર્તાલાપ બે ભાગમાં. લેખક: શ્રી. મો. વિ. ગાંધી

ખર્ચ રૂ. ૧૦૦૦)

૨. શ્રીભાગવતાર્થ પ્રકરણ સ્કંધ ૧-૨:—અનુવાદક શ્રી કેશવ...



ખર્ચ રૂા. ૫૦૦)

૯. શ્રીમદ્-ભાગવત રહસ્ય અનેક ભાગોમાં:—શ્રી સુબોધિની ઉપરથી વાયુ વાર્તાલાપ માટેઃ-લેખક શ્રી. જે. ગો. શાહ.

ખર્ચ દરેક ભાગના રૂા ૨.૫૦)

ઉપરનાં પુસ્તકો પૈકી ૫ માના પ્રકાશન માટે નાણાંની મદદ મળી છે. બાકીનાં પુસ્તકો માટે જોડે જણાવ્યા પ્રમાણેની મદદ

શ્રી શુદ્ધાદ્વૈત સંસદ્ પ્રકાશન-૫

# પુષ્ટિ-સુધા

શ્રીમદ્ વલ્લભાચાર્યજીના ષોડશ ગ્રંથોના રહસ્યો
સમજાવતો રસમય સંવાદ

લેખક: મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી
બી. એ. એલ. એલ. બી.
મંત્રી: શુદ્ધાદ્વૈત સંસદ મોડાસા

रसो वै सः
यंलब्ध्वा आनंदी भवति

આવૃત્તિ ૧ લી

કિંમત ૧-૫-૦

શ્રી શુદ્ધાદ્વૈત સંસદ્ અમદાવાદ

# પ્રસ્તાવના

આ 'પુષ્ટિસુધા' પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર નથી, તેના લેખક ભાઈશ્રી. મોહનલાલના શ્રીમદ્ વલ્લભાચાર્યજીના 'ષોડશ ગ્રંથો'ના અભ્યાસના પરિણામ રૂપે આ કૃતિ પ્રકટ થાય છે. ભાઈશ્રી મોહનલાલનો પુષ્ટિમાર્ગીય ગ્રંથોનો અભ્યાસ વધારે ને વધારે ઊંડો, સચોટ અને તલસ્પર્શી બનતો જાય છે, તે આ પુસ્તક વાંચનારને સમજાયા વગર રહેશે નહિ. 'શુદ્ધાદ્વૈત સંસદ્' જે પ્રકારનાં પ્રકાશનો આપવા માગે છે, તેવા પ્રકારનું આ પ્રકાશન પ્રકટ થાય છે તે ખરે-ખર આનંદની બીના છે. ભાઈશ્રી મોહનલાલના અપૂર્વ ઉત્સાહને લીધે આ સંસ્થા ભગવદિચ્છાથી અસ્તિત્વમાં આવી છે. તેમણે સંસ્થાના પ્રકાશન કાર્યનો ભાર પણ માથે લીધો છે. અત્યાર અગાઉ પ્રો. ગ્લેસેનેપના પુસ્તકનો ગુજરાતી અનુવાદ તેમણે આ સંસ્થાને કરી આપ્યો છે, તેમજ હવે પછી પ્રકટ થનાર પી. જોન્સના અંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર પણ તેમણે તૈયાર કર્યું છે. આ ઉપરાંત તેમણે **'પુષ્ટિ–પ્રવેશ'** નામનું દળદાર પુસ્તક પણ **'પુષ્ટિ–સુધા'**ની શૈલિમાં તૈયાર કર્યું છે. આ રીતે પ્રકાશન કાર્યમાં તેમણે સક્રિય ફાળો આપ્યો છે, તે માટે હું સંસ્થા તરફથી તેમનો આભાર માનું છું. તેમની એક એક કૃતિ તેમના ઊંડા અભ્યાસ અને સ્વતંત્ર ચિન્તનના પાક રૂપે છે.

આ પુસ્તકનું નામ 'પુષ્ટિ–સુધા' રાખવામાં આવ્યું છે. તેમાં શ્રી વલ્લભાધીશના ષોડશ ગ્રંથના રહસ્યને સરળ ગુજરાતી ભાષામાં સંવાદની શૈલીમાં સ્વતંત્ર વિચારક તરીકે સમજાવવામાં આવ્યું છે. ભાઈ મોહનલાલની લખવાની પદ્ધતિ એવી સરળ છે કે સાધારણ શિક્ષિત વાચકને પણ આ વિષય હાથમાં આમળાની માફક સુલભ થઈ જાય છે. પુષ્ટિમાર્ગ એ ભગવાનના અનુગ્રહનો માર્ગ છે. તે

માર્ગમાં પ્રવેશ કરનારના હૃદય-રોગનું નિવારણ કરીને તેના આત્માને તંદુરસ્ત બનાવે તેવું અમૃત તે શ્રીમદ્ વલ્લભાચાર્યજીની અલૌકિક વાણી છે. તે અલૌકિક વાણી રૂપી સુધાનું યથાશક્તિ જીવો રસપાન કરી શકે તે માટે ભાઈશ્રી મોહનલાલનો આ પ્રયત્ન છે.

દૈવી જીવોના ઉદ્ધાર માટે શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ અનેક ગ્રંથો લખ્યા છે. બ્રહ્મસૂત્ર ઉપર અણુભાષ્યની ટીકા લખી, તત્ત્વદ્વીપ નિબંધના ત્રણ ભાગમાં શાસ્ત્રનું બધું રહસ્ય સમજાવ્યું, જૈમિની ભાષ્યમાં કર્મભાવનાનું રહસ્ય પ્રકટ કર્યું, પત્રાવલંબનમાં માયાવાદનું ખંડન કર્યું અને શ્રીમદ્ ભાગવત ઉપરનાં સુબોધિનીમાં ભક્તિમાર્ગની ઉત્તમ ભાવના-રસેશ શ્રી પ્રભુ સાથેના જીવના રસાનંદને સમજાવી. એ જ રીતે પોતાના પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો સમજાવવાને આપશ્રીએ સોળ નાના નાના ગ્રંથો લખ્યા-સંપ્રદાયમાં તે 'ષોડશ ગ્રંથો' તરીકે ઓળખાય છે. આવા અનેક ગ્રંથો લખીને ભક્તિ ભાવનાનો વિકાસ કર્યો માટે શ્રી ગુસાંઈજીએ શ્રી મહાપ્રભુજીને સર્વોત્તમ સ્તોત્રમાં ભક્તિ-માર્ગ રૂપી કમળના માર્તંડ એટલે સૂર્ય કહ્યા છે. સૂર્યનો પ્રકાશ જળમાં ઉત્પન્ન થએલાં કમળોને ખીલવે છે, તેમ શ્રી મહાપ્રભુજીએ તેમની દિવ્ય વાણીથી રસસિદ્ધ ભક્ત-હૃદયોને ખીલવ્યાં છે.

આ ગ્રંથનું પુષ્ટિમાર્ગમાં અનેરું સ્થાન છે. હિન્દુ ધર્મશાસ્ત્રોમાં ભગવદ્ ગીતાનું જે સ્થાન છે તે સ્થાન પુષ્ટિ સંપ્રદાયમાં ષોડશ-ગ્રંથોનું છે. તે પુષ્ટિસંપ્રદાયના ઉપનિષદો છે. પુષ્ટિસંપ્રદાયના સિદ્ધાંતોનો નીચોડ તેમાં છે. તે સૂત્રાત્મક શૈલિથી લખાયા છે પણ અર્થ-ગાંભીર્ય તેમાં ઘણું છે. આ ગ્રંથ ઉપર અન્ય ગોસ્વામી બાળકો તથા પંડિતોની ટીકાઓ ઉપલબ્ધ છે. તે ટીકાઓની મદદથી આ ગ્રંથો વાંચવામાં આવે તો અનેરો આનંદ થશે. સુભાગ્યે એ બધી ટીકાઓ વાળા ષોડશ ગ્રંથો પ્રસિદ્ધ થઈ ગયા છે, તેમજ તેનાં ગુજરાતી ભાષાન્તર પણ પ્રકટ થયાં છે. જિજ્ઞાસુ તેમનો પણ લાભ લઈ શકશે.

આ સોળ ગ્રંથો ચંદ્રની સોળ કળા સમાન છે. બીજી ઉપમા વાપરીએ તો તે પ્રત્યેક શ્રીમદાચાર્યચરણુની અલૌકિક વાણીના સોળ શણુગાર રૂપે છે. આ ગ્રંથોમાંનો દરેક સ્વતંત્ર રીતે લખાએલો છે, છતાં તેનું અનુસંધાન એક બીજાની જોડે છે તે આ લઘુ લેખમાં હું દર્શાવીશ.

ષોડશગ્રંથમાં સૌથી પ્રથમ યમુનાષ્ટકનો ગ્રંથ આવે છે. ભકિત માર્ગમાં પ્રવેશ કરનારમાંથી સાંસારિક વિકારો દૂર થઈ તેની પ્રકૃતિમાં ફેરફાર ન થાય ત્યાં સુધી, તે ભકિતને માટે લાયક બનતો નથી. આ ગ્રંથનો ઉદ્દેશ જીવના સ્વભાવનો વિજય કરાવવાનો છે. સંસાર દશામાં જીવ પોતાના ખરા સ્વરૂપને ભૂલી ગયો છે, અને તેથી તે સાંસારિક વિષયોમાં જ વધારે આસકત થાય છે, પણ શ્રી યમુનાજીની તેના ઉપર કૃપા થાય તો તેને પોતાના ખરા સ્વરૂપનું ભાન થાય છે, અને તે પ્રભુ સાથેનો પોતાનો સંબંધ પ્રાપ્ત કરવાનું ઇચ્છે છે. આમ 'યમુનાષ્ટકના' પાઠથી સ્વભાવનો વિજય થાય છે અને સ્વભાવનો વિજય થતાં ઐશ્વર્યાદિ આઠ સિદ્ધિઓની પણ તે દરકાર કરતો નથી. આ પછી 'બાલબોધ' ગ્રંથમાં શાસ્ત્રમાં કહેલા ચાર પુરુષાર્થો–ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે. આમાં બતાવવામાં આવ્યું છે કે ધાર્મિક જીવનવાળાને માટે માત્ર મોક્ષ જ ઉપયોગી છે. તે પોતાના બળે અથવા બીજાની મદદથી એમ બે પ્રકારે મેળવી શકાય છે. પોતાના બળે મેળવાતા મોક્ષના બે રસ્તા છે–ત્યાગથી અને અત્યાગથી. ત્યાગથી સાંખ્ય દ્વારા અને અત્યાગથી યોગ દ્વારા. આ કરતાં બીજાની મદદથી મળતો મોક્ષ વધારે સારો છે, અને તે મોક્ષ વિષ્ણુ જ આપી શકે છે. આમ 'બાળબોધ' ગ્રંથમાં ચાર પુરુષાર્થોની સાધારણ રીતે વાત કરીને 'સિદ્ધાંત-મુકતાવલિ' ગ્રંથમાં **कृष्ण सेवा सदा कार्या** એ સ્વમાર્ગીય સિદ્ધાંતનો નિશ્ચય કરવામાં આવેલ છે. પછી જીવોના ત્રણ પ્રકારના ભેદો–પુષ્ટિમાર્ગના, પ્રવાહમાર્ગના અને મર્યાદા માર્ગના–જણાવવાને

'પુષ્ટિ–પ્રવાહ–મર્યાદા' નામનો ગ્રંથ રચ્યો છે. તેમાં બતાવેલા પુષ્ટિ-માર્ગના જીવો ઉપર પ્રભુનો અનુગ્રહ થાય તે માટે તેમને બ્રહ્મ-સંબંધની જરૂર છે, તે સિદ્ધાંત, 'સિદ્ધાંત–રહસ્ય' નામના ગ્રંથમાં રજુ કર્યો છે. આવા બ્રહ્મસંબંધ પ્રાપ્ત કરેલા જીવોએ કોઈ પણ જાતની લૌકિક કે અલૌકિક ચિન્તાઓ રાખવી નહિ, પણ નૈશ્ચિત્ય એ જ એમના જીવનનું ધ્યેય હોવું જોઈએ. આ સિદ્ધાંત 'નવરત્ન' ગ્રંથમાં રજુ કર્યો. પછી પુષ્ટિમાર્ગીય ભકતે ભગવાન શ્રીકૃષ્ણને જ પોતાનું સર્વસ્વ સોંપી દેવું જોઇએ અને તેમની જ સેવામાં પોતાના દેહનો વિનિયોગ કરવો એ 'અંતઃકરણ પ્રબોધ' ગ્રંથમાં જણાવ્યું છે. જો કે આ ગ્રંથમાં શ્રી મહાપ્રભુજીએ પોતાના અંતઃકરણને ઉદ્દેશીને બોધ આપ્યો છે, પણ વસ્તુતઃ તો તમામ જીવોને ઉદ્દેશીને બોધ આપેલો છે. ત્યાર પછીના 'વિવેક–ધૈર્યાશ્રય' ગ્રંથમાં જણાવે છે કે આવા ભકતોએ વિવેક, ધૈર્ય અને આશ્રય એ ગુણો કેળવવાની જરૂર છે. તે જ્યાં સુધી કેળવવામાં ન આવે ત્યાં સુધી તે પ્રભુને જ સર્વસ્વ માનશે નહિ, અને પ્રભુ પ્રત્યે અનન્ય ભાવ ધરાવશે નહિ. આ પછી શા માટે ભગવાન કૃષ્ણનો જ પુષ્ટિમાર્ગીય જીવોએ આશ્રય કરવો તે જણાવવાને કૃષ્ણાશ્રય ગ્રંથ રચ્યો. આ ભગવાન કૃષ્ણ જ પુષ્ટિ-માર્ગીય ભકતના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પુરુષાર્થ છે તે 'ચતુઃશ્લોકી' ગ્રંથમાં જણાવે છે. પછી ભકિતનો વિકાસ કેવી રીતે થાય તે 'ભકિત–વર્ધિની' ગ્રંથમાં જણાવ્યું છે. તેમાં ભકિતની ત્રણ અવસ્થાઓ–પ્રેમ, આસકિત અને વ્યસનનું વર્ણન કરવામાં આવ્યું છે. ભકિતની વૃદ્ધિ માટે ભગવાનના ગુણગાન, કથા વગેરેનું શ્રવણ કરવું જોઈએ. શ્રવણ કરનારના પણ પણ જૂદા જૂદા ભેદો છે. તે ભેદો 'પંચપદ્ય'માં દેખાડયા છે. શ્રવણ કરાવનાર વકતા પણ એક પ્રકારના નથી પણ જૂદી જૂદી જાતના છે, તે જણા-વવાને 'જલભેદ' ગ્રંથ રચ્યો છે. જેમ જળના જૂદા જૂદા ભેદો છે–કુવાનું, નદીનું, સરોવરનું વગેરે, તેમ પ્રભુના

ગુણગાન કરનારા પણ જૂદા જૂદા સ્વભાવના છે. તે તેમાં જણાવ્યું છે. આ પછી પ્રભુનાં દર્શન માટે વિરહ અવશ્ય હોવો જોઈએ, તે માટે સંન્યાસની–વૈરાગ્યની આવશ્યકતા છે. ભક્તિમાર્ગીય સંન્યાસ કર્મ–માર્ગીય સંન્યાસ કરતાં જૂદા પ્રકારનો છે, તે જણાવવા 'સન્યાસ–નિર્ણય' ગ્રંથ રચ્યો છે. સંન્યાસની ભાવના જેણે પ્રાપ્ત કરી છે, તેને બીજું કંઈ પણ કર્તવ્ય રહેતું નથી. તે પોતાની ઈન્દ્રિયોનો વિનિયોગ પ્રભુના ગુણગાન તથા કાર્યોમાં જ કરે છે. આ સિદ્ધાંત 'નિરોધ–લક્ષણ' માં જણાવ્યો છે. આ રીતે જેને નિરોધ સિદ્ધ થયો હોય તેવો ભક્ત પોતાનો સમય પ્રભુ સેવામાં આપતો હોવાથી તે સેવાનું ફલ જે મળે છે તે કેવા પ્રકારનું હશે તે 'સેવાફળ' ગ્રંથમાં સમજાવે છે.

ભક્તના જીવનના વિકાસમાં પ્રથમ ભૂમિકા સ્વભાવ વિજય હોવાથી તે પ્રાપ્ત કરાવનાર 'યમુનાષ્ટક' નો ગ્રંથ પહેલો આવે છે, અને સેવાનું ફળ છેલ્લી ભૂમિકામાં હોવાથી તે છેલ્લો ગ્રંથ છે. આમ આ સોળ ગ્રંથોમાં ક્રમિક સંબંધ છે. જેમ નીસરણીના એક પગથિયા પછી બીજે પગથિયે ચઢાય છે. તેમ આ ગ્રન્થોમાં ભક્તિમય જીવનના ઉત્તરોત્તર વિકાસમાં એક પછી એક ચઢીઆતા પગથિયાનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

ભાઈશ્રી મોહનલાલે આ બધું ઝીણવટથી છતાં સરલ ભાષામાં સમજાવ્યું છે. મારી શ્રદ્ધા છે કે વાચકોને આ ગ્રંથમાં આનંદ પડચા વગર રહેશે નહિ. આ ગ્રંથ લખી આપવા બદલ સંસ્થા તરફથી હું તેમનો આભાર માનું છું.

વળી આ ગ્રન્થ પ્રકાશનમાં પોતાના સદ્ગત પુત્ર ભાઈ ચંદુલાલ કોઠારીના સ્મારક માટે આર્થિક સહાયતા આપનાર ભાઇ શ્રી છોટાલાલ મલુકચંદ કોઠારીનો પણ હું આભાર માનું છું, સદરહુ કોઠારી

કુટુંબ વૈષ્ણવતાના સુસંસ્કાર વાળુ છે. પ્રભુ ઇચ્છાએ તેમનો એકનો એક પુત્ર, જે વ્યવહારનો સઘળો ભાર ઝીલવાને સશક્ત હતો, તે એકાએક દેવલોક પામ્યો, અને તેથી જીવ બુદ્ધિથી તેમને આઘાત થાય તે સ્વાભાવિક છે. છતાં તેમના શ્રદ્ધાળુ હૃદયે તેમાં પ્રભુ ઇચ્છા માની. તે પ્રભુ સ્મરણમાં જ ઘણો સમય એકાંતમાં ગાળતા હતા તેવે સમયે શ્રી. મોહનભાઈ ગાંધી અને શ્રી પુનમચંદ દોશી તેમને મળવા ગયા તે વખતે સદ્દગતના સ્મારકમાં કોઈ ગ્રંથ પ્રકાશન કરવામાં આવે તો કેમ, એવી સહેજ સૂચના મૂકતાં તેમણે તે ઉદારતાથી સ્વીકારી લીધી. આમ આ પ્રકાશન તેમની ઉદાર મદદને આભારી છે.

આ સંસ્થા આશા રાખે છે કે ભવિષ્યમાં પણ તેમને આવી નામ સેવા કરવાની સદ્દબુદ્ધિ પ્રભુ આપશે અને તેઓ આથી ય મોટાં કાર્યો કરી વૈષ્ણવ સૃષ્ટિની સેવા કરવા ભાગ્યશાળી થશે. સેવાનો આવો પ્રકાર પણ તેના બહોળા અર્થમાં વિત્તજા સેવાનો જ પ્રકાર છે. આ ગ્રંથમાં સદ્દગતનો ફોટો આપવામાં આવ્યો છે. મને આશા છે કે સદ્દગતના આત્માને આ સેવાથી સંતોષ થશે.

ભાઈ પૂનમચંદ દોશીએ પ્રુફ સુધારવાનું કામ અનેક અગવડો વેઠીને કર્યું છે, અને તે રીતે પુષ્ટિમાર્ગ પ્રત્યે પોતાના શુદ્ધ નિઃસ્વાર્થ સેવા રસને દર્શાવ્યો છે તે માટે તેમનો પણ હું આભાર માનુ છું.

છેવટે ભાઈશ્રી લલ્લુભાઈ છગનલાલ દેસાઈએ શ્રી મહાપ્રભુજી તથા શ્રી ગુસાંઈજીના શ્લોકો વાપરવા આપવા બદલ તેમનો પણ આભાર માનુ છું.

શ્રી વિઠ્ઠલેશ પ્રાકટ્યોત્સવ
ગોવર્ધનનિવાસ નં. ૨૩
મહાલક્ષ્મી સોસાઈટી.
અમદાવાદ

જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ
મંત્રી, શુદ્ધાદ્વૈત સંસદ્.
અમદાવાદ

# લેખકનું નિવેદન

પ્રભુની લીલા ન્યારી છે. હું અમદાવાદ જવા માટે નીકળ્યો, ને આવી બેઠો જેલમાં, અને વધારે સાચી રીતે કહું તો જે જીવ ઈન્દ્રિયોને અધીન છે તે શું જેલમાં નથી ? જ્યાં લગી હૃદયમંદિરમાં પ્રભુનો આવાસ ન થાય ત્યાં લગી મનુષ્ય જેલ બહાર હોય કે અંદર, તે સદા જેલમાં જ છે. આ વિચારે નવા સ્થિત્યંતરથી મારા મન ઉપર બહુ અસર ન થઈ. જો મન ચંગા તો કથરોટમાં ગંગા. પ્રભુનો વાસ ક્યાં નથી ? હું અહીં આવી પડચો છતાં મારો માનસિક વ્યવહાર તો પ્રભુકૃપાએ એનો એ જ ચાલુ રહ્યો. જ્યારે ઘર છોડયું ત્યારે હું ' **પુષ્ટિ પ્રવેશ** ' એ વિષય ઉપર પ્રશ્નોત્તરી રૂપે એક ગ્રંથ લખતો હતો, તે કંઈક અધૂરો મૂકી આવેલો. એટલે અહીં આવી તે કામ પુરૂં કર્યું. અહીંના શાંત અને સ્વચ્છ વાતાવરણમાં તે કામ વધુ સુગમ થઈ પડયું. લેખન કાર્ય માટે મેં બ્રાહ્મમુહૂર્તનો સમય પસંદ કરેલો. ઉપરના ગ્રંથનું કામ તો પુરૂં થયું. હવે મારે શું કરવું ? એ પ્રશ્ન હવે ખડો થયો. મારી પાસે કોઈપણ પ્રકારનું સાહિત્ય તો હતું નહિ. સુભાગ્યે એટલામાં મારા હાથમાં નિત્યના પાઠ માટે ષોડશ-ગ્રન્થની ગુર્જર કવિવર શ્રી ન્હાનાલાલભાઈ કૃત સમશ્લોકીનો ગ્રંથ મૂકવામાં આવ્યો. પાઠ કરતાં કરતાં મનમાં વિચાર આવ્યો કે આ આખા ગ્રંથને પ્રશ્નોત્તરી રૂપે ઉતાર્યો હોય તો કેવું ? શરૂઆતમાં એવો વિચાર પણ આવ્યો કે મૂળ ગ્રંથના અર્થ રૂપે જ એ પ્રશ્નોત્તરી હોય. પણ પછી વિચાર ફેરવ્યો. ષોડશ-ગ્રંથની ભાષા એટલી બધી સૂત્રાત્મક છે કે તે વિવેચન માગે છે; માટે તેના અર્થબોધને સારી પેઠે સ્પષ્ટ કરવા સારૂ કેવળ અર્થ ન ચાલે. અર્થાત્ જો વાર્તાલાપ વિવેચનાત્મક કરવામાં આવે તો તે વધારે રસમય બને. એટલું જ નહિ પણ અર્થવાહી પણ થાય. એમ લાગ્યું તેથી

વધુ વિચારે મેં એ પદ્ધતિ સ્વીકારી. આમ કરવામાં મેં મૂળ વસ્તુને અક્ષરશઃ વાર્તાલાપમાં ઉતારી નથી. એ મારે સ્પષ્ટ કરવું જોઇએ. છતાં, મૂળમાં રહેલા ભાવોને, ને અર્થોનોજ વિવેચનદ્વારા વિસ્તાર કરવાનો પ્રયત્ન કર્યો છે. તેમાં હું કેટલે અંશે સફળ થયો છું. તેનો નિર્ણય તો વાચકો જ કરી શકે.

પ્રસ્તુત પ્રયત્નમાં મને એક મુશ્કેલી નડી. મારી પાસે ભાષામાં અગર સંસ્કૃતમાં ષોડશગ્રંથની ટીકાવાળો એકે ગ્રંથ નહતો. તેથી અર્થની સુસ્પષ્ટતા માટે મારે કેવળ પ્રભુપ્રેરણા ઉપર, ને મારી અલ્પ બુદ્ધિ ઉપર જ આધાર રાખવાનો હતો. માર્ગમાં ષોડશ ગ્રંથ ફલાત્મક ગણાય છે. તેમાં શ્રી મહાપ્રભુજીનાં રહસ્યયુકત અને અનુભવગામી પ્રૌઢ મન્તવ્યો છે. ભકિતમાર્ગના માર્ગદર્શન માટે સેવકો આગળ આના જેવો અમૂલ્ય ગ્રંથ બીજો નથી. એટલે તેની મહત્તા અદ્વિતીય છે.

મારા વૈષ્ણવબંધુ વિદ્વાન ભાઇ શ્રી જેઠાલાલ ગોવર્ધનદાસ શાહે મોડાસામાં અધ્યાપનવર્ગ વેળા આ ગ્રંથો ઉપર વ્યાખ્યાનો આપી તે ઉપર વિહંગામી અવલોકન કરેલું, ને તેની શ્રોતાજનો ઉપર ઘણી સરસ છાપ પડી હતી. આ વ્યાખ્યાનોની ટૂંક નોંધ મેં મારા સહ-શિક્ષક એક વૈષ્ણવભાઈ પાસે રખાવી છે. તેને તૈયાર કરી એક પુસ્તિકા રૂપે શ્રી. શુદ્ધાદ્વૈત સંસદ્ દ્વારા પ્રકટ કરવાનો વિચાર સેવી રહ્યો છું. એ જોતાં એ જ પુસ્તકને પ્રશ્નોત્તરી રૂપે વળી પાછું પ્રકટ કરતાં તે કામ બેવડાતું તો નથી ? એવી આશંકા સહજે ઉપજે. પરંતુ, એવી શંકાને સ્થાન નથી. ષોડશગ્રંથ ઉપર વિવેચનાત્મક અનેક ગ્રંથો લખાય તો પણ તેનું મૂલ્ય ઓછું થાય તેમ નથી. એમાં જ્ઞાન, કર્મ અને ભકિતનો ભંડાર ભરેલો છે. તે ઉપર મૂળ સંસ્કૃતમાં એક કે બે નહિ પણ કેટલાક ઉપર તો દશ દશ, બાર બાર ટીકાઓ માર્ગના મહાનુભાવી શ્રી ગોસ્વામી બાળકોએ તેમજ વિદ્વાનોએ લખી છે. તે ઉપરથી જ તેની અસાધારણતાનો કંઈક ખ્યાલ આવશે.

મેં મારૂં લેખન કાર્ય કર્યું ત્યારે મારી પાસે ઉપરોક્ત બધી ટીકાઓ હોત તો કેવું સારૂ થાત એમ મને સહેજે થયા કરતું. તેની ખોટ મને સાલ્યાંજ કરતી. સંભવ છે કે મૂળનો અર્થ કરવામાં મેં જોઇએ તે કરતાં વધારે છૂટ લીધી હોય. પણ જો તેમ કરવામાં મેં મૂળ વસ્તુને અન્યાય ન કર્યો હોય તો તેથી મને સંતોષ થશે. મને લાગે છે કે મેં બુધ્ધિપૂર્વક તેમ કર્યું નથી અને જ્યાં જ્યાં મને અર્થ બોધની તેમજ વિચાર સંકલનાની દુર્ગઢતા લાગી છે ત્યાં ત્યાં મેં નમ્રભાવે કેવળ પ્રભુપ્રેરણા ઉપર આધાર રાખી મૂળનું રહસ્ય સમજાવવાનો યત્ન કર્યો છે. તેમાં મેં જો કંઇ ભૂલ કરી હોય તો તે માટે મારી અલ્પજ્ઞતા કારણભૂત છે, તે માટે વાચકવર્ગ મને ક્ષમા આપશે એવી મારી નમ્ર વિનતિ છે.

ષોડશગ્રંથ એ જુદા જુદા ગ્રંથોનો સંગ્રહ છે અને અમુક વીચારોની અતૂટ શ્રેણીને રજુ કરવાને પ્રસિદ્ધ કરવાના હેતુથી લખાએલો એક વિચારબદ્ધ ગ્રંથ નથી. છતાં તેની ગોઠવણી પાછળ વિચારની અમુક સંકલના તો રહેલી છે, એમ લાગે છે. આ વિચાર પ્રવાહની ક્રમિક ગતિને દર્શાવવાનો મેં પ્રશ્નોત્તરી દ્વારા પ્રયત્ન કર્યો છે તે પણ કેટલે અંશે ફળીભૂત થયો છે, તે માટે હું તો શું કહી શકું ?

શ્રી મહાપ્રભુજીની દિવ્યવાણી દ્વારા અમૂલ્ય સાહિત્યના જાણે વિભાગ પડયા હોય તેવું દેખાય છે. માર્ગના તત્ત્વજ્ઞાન માટે અણુભાષ્ય, તેની વિધિ માટે ષોડશ ગ્રંથ અને ભકિત રસના આસ્વાદ માટે શ્રી સુબોધિનીજી. આમ પહેલામાં પુષ્ટિમાર્ગના જ્ઞાનની પ્રધાનતા છે, તો બીજામાં કર્મયોગની દષ્ટિ છે, તો ત્રીજામાં રસાનુભવનો આનંદ છે. આમ સુપ્રસિદ્ધ એવા ત્રણે યોગોનો સુમેળ પુષ્ટિમાર્ગીય ત્રણે સૃષ્ટિઓ માટે આવા ચેતનમય વાઙ્મય સાહિત્યમાં સધાયો છે. અને આ બધી સાહિત્ય સામગ્રીને એકઠી લેવામાં આવે તો એમ કહી શકાય કે સનાતન ધર્મના ત્રણ મુખ્ય માર્ગો જેવા કે કર્મમાર્ગ

જ્ઞાનમાર્ગ અને ભક્તિ માર્ગના સારરૂપ રહસ્યને ઉપરોક્ત સાહિત્યમાં પુષ્ટિભક્તિના રસથી રસવામાં આવ્યું છે એટલુંજ નહિ પણ, તેમાં ત્રણે માર્ગનો સમન્વય નિર્ગુણ ભક્તિની વિશેષતાથી સુંદર રીતે કરવામાં આવ્યો છે. અને તેથીજ પુષ્ટિમાર્ગ વિશ્વધર્મ તરીકે વ્યાપક થવાને પાત્ર છે, એમ કહીએ તો ખોટું નથી. ફક્ત તેમાં રહેલા ઉંડા તત્ત્વને પેખવાની આપણી દૃષ્ટિ વધારે ઉદાર જોઈએ.

મહાપ્રભુજીએ તો વર્ણાશ્રમની વાડોની કડકણાઈને ઢીલી બનાવી છે. અને સનાતન ધર્મમાં રહેલા તત્વને પુષ્ટિમાં સ્વીકારી તેને કાળ-ધર્મ અનુકૂલ થાય તેવું નવું રૂપ આપ્યું છે. આમ છતાં, આપણો એ અનુભવ છે કે જેમ માનવદેહને ઘડપણ આવે છે, તેમ ધર્મના ધાર્મિક દેહને પણ ઘડપણ આવે છે. આવે વખતે ધર્મના આત્માને ભોગે બાહ્યાચારના નિયમો જીવનને રૂંધી નાખે છે અને વિકાસની ગતિને કુણ્ઠિત કરે છે. આમ થવાથી ધાર્મિક જીવનમાં એવો તો પલટો થાય છે કે જે ગૌણ હોય તે પ્રધાન બને છે, ને પ્રધાન હોય તે ગૌણ બને છે. જ્યાં આવી વિપરીતતા દેખાય ત્યારે સમજવું કે તેમાં કાંઈક ખામી છે. આ ખામીને વેળાસર ચેતી દૂર કરવામાં ન આવે તો ધર્મમાંથી ચેતનતા વિરામ પામે છે ને તેના અવશેષમાં ધર્મનું પ્રાણવિહોણું ખોખું જ માત્ર રહે છે. સુભાગ્યે પુષ્ટિમાર્ગમાં અદ્યાપિ આવી અચેતન સ્થિતિ આવી નથી અને તેમાં જાગ્રતિ અને શુદ્ધિ લાવવાના તેના અનુયાયીઓ તરફથી પ્રયત્નો થઈ રહ્યા છે. તેના પુનર્જીવન માટે આ એક આશાપ્રદ ચિન્હ છે એમ આપણે સ્વીકારીએ.

કેટલાકોનો તો એવો મત દૃઢ થતો જાય છે કે પુષ્ટિસૃષ્ટિના અનુયાયીઓ સાંસારિક કામવાસનાઓ અને લોભવૃત્તિને ધર્મના ઓઠા નીચે સેવી રહ્યા છે, અને જીવનને અધોગામી માર્ગે વહાવી રહ્યા છે. તેમના ધાર્મિક કર્માચારમાં કર્મની જડતા વધારે જોવાય છે, અને

ભાવની ન્યૂનતા નહિ તો ઘેલછા તો વધારે પ્રમાણુમાં હોય છે. મતલબ કે શ્રીમદ્ ભાગવતમાં ભક્તિના બે પુત્રો એવા જ્ઞાન અને વૈરાગ્યની ક્ષીણુતાનું જે કથાનક પ્રારંભમાં જ આપ્યું છે, તે વર્તમાન પુષ્ટિમાર્ગની પ્રણાલિકાને ઓછું લાગુ પડતું નથી. આ ટીકા પાછળ કેટલું સત્ય છે, તે ઉપર આપણે નમ્રભાવે મનન કરવું જોઈએ. તેની ઉપેક્ષા કર્યે નહિ ચાલે. વૈરાગ્ય અને જ્ઞાનનાં તત્ત્વો વડે જ ભક્તિ શોભશે ને પુષ્ટ થશે. તેના અભાવમાં ભક્તિમાતા નિષ્પ્રાણ થઈ મૃતપ્રાય થશે, એવી ચેતવણી આપણા પ્રમાણુગ્રંથ એવા શ્રીમદ્ ભાગવતે ડિંડમ વગાડીને આપી છે. ભક્તિના એ બે પુત્રોને આપણા જીવનમાં સહચારી બનાવીશું તો જ આપણે ઉગરી શકીશું એની સફળતામાં જ તેના દીર્ઘાયુ કે અલ્પાયુનો આધાર છે, તે નિઃસંશય છે. તે માટેના અલ્પ પ્રયાસ તરીકે આ ગ્રંથ પણ કંઈક અંશે સહાયક થાઓ, એવી પ્રાર્થના સાથે હું વિરમું છું.

દાસાનુદાસ

**મોહનના ભગવત્ સ્મરણ**

## શ્રી વિઠ્ઠલેશ પ્રભુચરણ



પ્રાકટ્ય : ચરણાટ સં. ૧૫૭૨ માગશર વદ ૯



ગો. વા. કોઠારી ચંદુલાલ છોટાલાલનાં

જયશ્રીકૃષ્ણ.

# પુષ્ટિ–સુધા

વલ્લભદાસે પાશ્ચાત્ય કેળવણીની ઊંચી કક્ષાની એમ. એ. ની ઉપાધિ પ્રાપ્ત કરેલી છે. તે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ છે. તેમનો ખાસ વિષય તત્ત્વજ્ઞાન છે. તેમને બધા જ ધર્મોનું સામાન્ય જ્ઞાન છે, અને પુષ્ટિમાર્ગનું વિશેષ જ્ઞાન છે. ઉનાળાની રજાઓમાં તેઓ નિવૃત્તિનો સમય પસાર કરવાને શ્રીનાથદ્વારમાં આવેલા છે, તેમની સાથે તેમના જ વિશ્વવિદ્યાલયનો એક વૈષ્ણવ યુવક છે. તે પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો વિષે કંઈક જાણવાની જીજ્ઞાસા સેવે છે. તે ઉપરથી એવું નક્કી કરવામાં આવ્યું છે કે યુવકે દરરોજ સવારમાં શૃંગારનાં દર્શન કર્યા પછીથી રાજભોગ સુધી અને બપોરે ઉત્થાપન પછીથી શયન સુધી એમ દિવસમાં બે વાર શ્રીમહાપ્રભુજીના ષોડશગ્રંથો સમજવા બેસવું. યુવકને ધર્મનું બિલકુલ જ્ઞાન નથી, અને તે દિશામાં કક્કો શરૂ કરવા જેવું છે. એટલે એવી નીતિ સ્વીકારવામાં આવી છે કે વલ્લભદાસે સિદ્ધાંતોની ઝીણવટમાં ન ઉતરતાં ઉપરોક્ત ગ્રંથ પૈકી દરેક ગ્રંથમાં રહેલા સિદ્ધાન્તને લગતા વિચારો ઉપર વિહંગાવલોકન રૂપ વસ્તુ યુવક આગળ પ્રશ્નોત્તરીના રૂપમાં રજુ કરવી, અને યુવકને તેમાં જે જે કાંઈ શંકાઓ કે ખુલાસાઓ પુછવાની ઈચ્છા થાય તેનું સમાધાન પણ સાથે સાથે કરતા જવું, કે જેથી આ ધાર્મિક વાર્તાલાપો વધારે રસિક અને બોધપ્રદ બને; અને યુવકની ધર્મજીજ્ઞાસા સંતોષાય.

આવી રીતે મુકરર કરેલા કાર્યક્રમ પ્રમાણે આજે ઉત્સુકલાલભાઈ, વલ્લભદાસ પાસે આવ્યા અને 'ષોડશ ગ્રંથ' ઉપરની શિક્ષણ પ્રશ્નોત્તરીની નીચે પ્રમાણે શરૂઆત કરવામાં આવી.

# યમુનાષ્ટક

**વલ્લભદાસ :** ઉત્સુકલાલ, તમારા અભ્યાસક્રમમાં તમારે સંસ્કૃત તેમજ અંગ્રેજી નાટકોનો પણ અભ્યાસ કરવાનો હોય છે. પણ બન્નેની વસ્તુમાં તો ઘણો ફેર નજરે પડે છે. તેનો પ્રારંભ કરવાની રીતમાં પણ એક વિલક્ષણતા હોય છે. તે તમારી નજર બહાર નહિ ગઈ હોય.

**ઉત્સુકલાલ :** આપ મંગલાચરણ વિષે કહો છો, નહિ વારુ ? હા, એ શિષ્ટાચાર લગભગ દરેક સંસ્કૃતગ્રંથ પરત્વે જોવામાં આવે છે. કોઇ પણ ગ્રંથનો આરંભ કરતા પહેલાં લેખકના ઈષ્ટદેવની સ્તુતિથી જ તેનો પ્રારંભ કરવામાં આવે છે. શું તે કેવળ શિષ્ટાચાર જ હશે, કે પછી તેની પાછળ એથી કાંઈ વધારે ઉંડો ભાવ સમાએલો હશે ?

**વ૦ :** આપણું પ્રાચીન સાહિત્ય જોઇને તેમ જ આપણા સીધા પરિચયમાં આવ્યા પછી દુનિયાના વિદ્વાનોએ હિન્દુ પ્રજાને ધાર્મિક પ્રજા તરિકે વર્ણવી છે. કેવળ ધર્મના ગ્રંથોમાં જ નહિ પણ અર્થ-શાસ્ત્રના, આયુર્વેદના, જાતિના, શૃંગારના, સમાજના કોઈ પણ વિષયના પ્રાચીન ગ્રંથો જોવામાં આવશે તો તરત જ માલૂમ પડશે કે તેની પીઠભૂમિકા ધાર્મિક કે નૈતિક પાયા પર રચાએલી છે. એટલું જ નહિ પણ હિન્દુઓના સામાજિક રીતરિવાજોમાં પણ તેનાં તત્ત્વો ઓતપ્રોત થઇ ગયેલાં છે. તેની પાછળ પણ ધાર્મિક ભાવના સીધી કે આડકતરી રીતે રહેલી માલૂમ પડશે. તો પછી ગ્રંથલેખન જેવા વધારે મહત્ત્વના કાર્યનો આરંભ ઈષ્ટદેવની સ્તુતિ વગર કેમ હોઇ શકે ? તેમાં દૈવી શક્તિને કાર્યના પ્રેરક તરીકે તેમજ તે કાર્યની સિદ્ધિ અર્થે સાહાય્ય તરીકે, એમ બે રીતે ગણવામાં આવેલી હોય છે. અને તેની કૃપાના બળ વડે જ લેખક પોતાના આરંભેલા કાર્યને પૂર્ણ કરવાની ઉમેદ રાખે છે. એટલું જ નહિ પણ કાર્ય પૂર્ણ થએથી પણ, જે દેવના મંગલ આશીર્વાદથી તેનો આરંભ થએલો

તે જ દેવને તે પુરૂં થએલું કાર્ય અર્પણ કરવામાં આવે છે. પ્રાચીન ધાર્મિક શિરસ્તો તો આવો હતો. પણ ધીરે ધીરે પછી આવો મંગળાચરણનો અને સમર્પણનો વિધિ કેવળ શિષ્ટાચાર રૂપે જ થયો હશે એમ કહેવાને વાંધો નથી. સંસ્કૃતિના દરેક સંસ્કારની બાબતમાં એમ જ બને છે. આપણે તો તેની પાછળ રહેલા ધાર્મિક ભાવને જ જોવાનો છે. 'ષોડશગ્રંથો' એ પણ શ્રીમહાપ્રભુજીએ લખેલા સોળ ગ્રંથોનો સંગ્રહ છે. તે પ્રત્યેક નિરનિરાળા છે, અને જુદે જુદે પ્રસંગે લખાએલા છે. છતાં તે બધાની પાછળ માર્ગના સિદ્ધાંતોનો સ્ફોટ કરવાનો આશય સમાએલો છે. સદરહુ ગ્રંથો બહુ મોટા નથી, બલ્કે નાના છે. એટલે જ તેમની ભાષા બોધાત્મક છતાં એટલી તો લાઘવી અને સૂત્રાત્મક છે કે તે સમજવી સહેલી નથી. જો કે ભાષા તો સરળ છે છતાં વિચારો અને સિદ્ધાંતોની શાસ્ત્રીયતાને લીધે ઘણી વાર તો એકેક શબ્દ પાછળ વિચારસૃષ્ટિની આખી સંકલના સમાએલી હોય છે. એથી જ દરેક ગ્રંથ ઉપર એક બે નહિ, પણ દશદશ કે પંદરપંદર પણ જુદી જુદી ટીકાઓ લખાએલી છે. વિચારના દૃષ્ટિભેદો પણ ઠીક ઠીક પ્રમાણમાં પ્રકટ થયા છે. આપણે જો એ બધામાં ઊંડા ઉતરવા પ્રયત્ન કરીશું તો તો આપણો આરોજ નહિ આવે. કદાચ શરુઆતમાં તમે એ સર્વ ઝીલી શકો કે કેમ એ પણ સવાલ છે. માટે આપણે તો ફક્ત તેમાંથી ઉપસ્થિત થતા મુખ્ય મુખ્ય સિદ્ધાંતોને લોકભોગ્યવાણીમાં સમજવાનો પ્રયત્ન કરીશું; પરંતુ સાથે સાથે તમારે એક વસ્તુ યાદ રાખવી જોઈશે કે આ બધા ગ્રંથોમાં પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનું તેમજ તેના વિધિવિચારનું રહસ્ય રહેલું છે, અને તેનાં મંતવ્યો એવાં તો પરિપક્વ ચિંતન અને સ્વાનુભવના પરિણામ રૂપે છે કે જો તેનું જ્ઞાન એક વાર બુદ્ધિગમ્ય થાય તો પછી આપણી ધાર્મિક શ્રદ્ધા સુદૃઢ અને સ્થિર થયા વિના નહિ રહે. ત્યાર પછી ભલેને આપણે ઈતર ધર્મોનું સાહિત્ય વાંચીએ, પણ તેનાથી યે આપણી શ્રદ્ધા ડગમગવાને બદલે ઉલટી વધારે દૃઢ થશે. માટે જ

પ્રથમ તો આપણે આપણી શ્રદ્ધાને બુદ્ધિથી દૃઢ બનાવવી જોઈએ અને તે માટે 'ષોડશગ્રંથ'નો અભ્યાસ અનિવાર્ય છે. પણ આપણે 'ષોડશગ્રંથ'નું શિક્ષણ શરૂ કરીએ તે પહેલાં તેના પ્રથમ ગ્રંથ તરીકે આપણને 'શ્રી યમુનાષ્ટક'નો અભ્યાસ કરવાનું પ્રાપ્ત થાય છે. આ ગ્રંથ શિક્ષણગ્રંથ નથી. એ તો સ્તુતિગ્રંથ છે. તમને અચંબો થશે કે શિક્ષણગ્રંથોમાં શા માટે સ્તુતિગ્રંથથી પ્રારંભ કરવામાં આવ્યો હશે ? ગ્રંથની શરૂઆતમાં મંગલાચરણના શ્લોકો હોય છે. તે એક જુદી વાત. આતો, આખો ગ્રંથ જ સ્તુતિ-ગ્રંથ છે તો તેનું રહસ્ય શું હશે ? આવો પ્રશ્ન થાય તે સ્વાભાવિક છે.

ઉ૦ : જી, હા, હું આપને એ જ કહેવા માગતો હતો.

વ૦ : તમારે એક વસ્તુનો તો શરૂઆતમાં જ સ્વીકાર કરવો પડશે. ધર્મમાં બુદ્ધિ કરતાં શ્રદ્ધાની વધારે જરૂર છે. અલબત્ત, ભગવાનનું સ્વરૂપ તથા માહાત્મ્ય જાણવા માટે બુદ્ધિની જરૂર છે. અને તેમ થાય તો જ શ્રદ્ધા દૃઢ બને છે. છતાં બુદ્ધિ એકલી પાંગળી છે. એક રીતે જોતાં તે બાધક છે. કારણ કે તેમાંથી ઉત્પન્ન થતા તર્કવિતર્કો વડે તે ચિત્તમાં વિક્ષેપ કરે છે, અને તેને શંકાશીલ બનાવી તેને અશ્રદ્ધાળુ અને અસ્થિર બનાવે છે. જ્યાં આવી મનની અસ્થિરતા હોય ત્યાં શ્રદ્ધાનો જન્મ થતો નથી અને જ્યાં શ્રદ્ધા નથી ત્યાં શાંતિ ક્યાંથી હોય ? અને જ્યાં શાંતિ નથી ત્યાં યોગસિદ્ધિની તો વાત જ શી કરવી ? અરે ! આધ્યાત્મિક બાબતની વાત જવા દો. ભૌતિક પ્રાપ્તિમાં પણ શ્રદ્ધા વગર માણસ એક પગલું પણ આગળ ભરી શકતો નથી. વૈજ્ઞાનિકો પ્રત્યક્ષ જ્ઞાનને મહત્ત્વ આપે છે. તેમ છતાં તેમની પરિમિત બુદ્ધિની શક્તિ અને સમજણ વડે તેમને પ્રતીતિ થતાં કેટલાક કલ્પિત સિદ્ધાંતોના બળ ઉપર તેમને તેમના પ્રયોગની ઇમારત ઘડવી પડે છે. અને એવી સ્વયંસિદ્ધ નિયમોની સત્યતા સ્વીકાર્યા પછી જ તેમનો આગળના પ્રયોગોના સત્યશોધન માટે ઉપયોગ કરે છે. મતલબ કે શ્રદ્ધાનું તત્ત્વ, ભૌતિક વિજ્ઞાનમાં તેમજ વહેવારમાં અગત્યનું તત્ત્વ

છે તો પછી આધ્યાત્મિક બાબતમાં તો તેની કિંમત ઓર જ હોય. શ્રી ગીતાજીમાં તો શ્રીભગવાન પોતાના શ્રીમુખે કહે છે કે જીવમાં જેવી શ્રદ્ધા તેવો જ તેઃ ' यो यत् श्रद्धः स एव सः ।' તમે પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનું જ્ઞાન લેવા ઉત્સુક થયા છો. આપણે હવેપછીના ગ્રન્થો-માંથી તે પ્રાપ્ત કરવાનો પૂરેપૂરો પ્રયત્ન કરવાનો છે. પણ એક વાત ભૂલી ન જતા. આપણો જ્ઞાન મેળવવાનો પુરુષ પ્રયત્ન ગમે તેટલો હશે છતાં જ્યાં લગી પ્રભુની કૃપાને પાત્ર આપણે નહિ થયા હોઈએ ત્યાં સુધી તે જ્ઞાનમાં આપણને ન તો શ્રદ્ધા થશે અગર શ્રદ્ધા થશે તો ન તો તે ટકી શકશે તેથી તે માટેનો આપણો પુરુષાર્થ ઠીક છે. આપણે પુરુષાર્થ કરવા કટિબદ્ધ થયા છીએ, આપણામાં આને માટે નવો રસ ઉત્પન્ન થયો છે તે જ બતાવે છે કે આપણા ઉપર ભગવાનનો અનુગ્રહ થયો છે. છતાં તેની સિદ્ધિ માટે આપણે આપણા સ્વબળ ઉપર ન ઝઝૂમતાં પ્રભુ કૃપાના બળ ઉપર વધારે અવલંબન કરીશું, તો આપણી એ દિશામાં પ્રગતિ ઝટ થશે. આ બુદ્ધિવાદના જમાનામાં આમ કહેવું જોખમ ભરેલું છે. કદાચ તેને અંધશ્રદ્ધા જેવું પણ ગણી કાઢવામાં આવશે. તેમ છતાં, મારે તમને કહેવાનું કે ભલે તમારા ઉપર તેવો આરોપ મૂકવામાં આવે પણ તે સહી લઈને પણ તમે જ્ઞાનપ્રાપ્તિના સાધનમાં એવો દીન ભાવ સેવશો તો જ તમારો માર્ગ સરલ થશે. અર્જુનમાં જ્યાં સુધી એવા શિષ્યભાવનો ઉદય નહોતો થયો ત્યાં લગી ભગવાનના વચનમાં તેને શ્રદ્ધા ન જ બેઠી, અને ભગવાને જ્યારે તેને દિવ્ય ચક્ષુ આપી પોતાના સ્વરૂપનું ભાન કરાવ્યું ત્યારે જ તેને તેમના સ્વરૂપનું ભાન થયું. અને તેમ થતાં તેનામાં દીનતા-ભાવનો જન્મ થયો. જ્ઞાન કે ભક્તિ, તમારે ગમે તેની પ્રાપ્તિ કરવી હોય છતાં જ્યાં લગી તમારામાં એ દીનભાવ નહિ જન્મે ત્યાં લગી તમારો માર્ગ ખુલ્લો નહિ થાય. એ શ્રદ્ધાના બીજને દૃઢ કરવા માટે—ભક્તિની પ્રાપ્તિ માટે--જીવને અધિકારી બનાવવા માટે, પ્રભુ આપણો અંગીકાર કરી શ્રીગીતાજીમાં કહ્યું છે તેમ આપણું

વરણ કરી આપણને તેના માર્ગ-સ્વરૂપનું દર્શન કરાવે એ અર્થે, આપણે પ્રથમ તો શ્રીયમુનાજીને નમન કરવાનું છે, તેમનો જ આશ્રય લેવાનો છે. તેમની કૃપા વગર ભગવાનની કૃપા સાધ્ય નથી. માટે જ આપણે શ્રીભાગવતમાં જોઈએ છીએ કે શ્રીગોપિકાઓએ પ્રથમ કાત્યાયિનીજીની પૂજા કરી, 'ભગવાન અમારા પતિ થાઓ' એવી પ્રાર્થના કરી હતી. કાત્યાયિનીજીને પ્રસન્ન કર્યાં ત્યારે જ પ્રભુએ સ્વયં પધારી તેમનાં વસ્ત્રોનું હરણ કર્યું; તેમને સર્વાત્મભાવની સિદ્ધિનો અધિકાર આપ્યો.

ઉ૦ : આપે વસ્ત્રહરણની લીલાનો ઉલ્લેખ કર્યો, તે બાબત એવી અટપટી અને કુતર્કો ઉત્પન્ન કરે તેવી છે કે મને તે વિષે વધારે જાણવાની સહજ જિજ્ઞાસા થાય છે.

વ૦ : તમારૂં ધારવું યથાર્થ છે. કેટલાક પરધર્મીઓ તો આ વસ્તુનું રહસ્ય ન સમજવાથી તેની નિન્દા કરે છે. વળી એ લીલાનાં જે ચિત્રો બજારમાં વેચાય છે તે જોઈ ઘણાઓ તેનો કંઈ ને કંઈ અર્થ કરે છે. અલૌકિક ભાવોને ન સમજતાં તેને ભૌતિક દૃષ્ટિએ જોવામાં આવે તો અર્થનો અનર્થ થાય તે સ્વાભાવિક જ છે. એમ તો 'બાઈબલ'ની આદમ અને ઈવની કથા તમે કવિ મિલ્ટનના' 'પેરેડાઈઝ લોસ્ટ' અને 'પેરેડાઈઝ રિગેઈન્ડ'માં વાંચી હશે. તે બન્ને આદિ પુરૂષ અને આદિ સ્ત્રીની અવસ્થામાં રહેતાં હતાં, તે વખતે તેઓ જીવન વૃક્ષનાં ફળ ખાઈ રહેતાં હતાં. પણ સેતાનના પ્રપંચથી ભોળવાઈ જ્યારે તેમણે જ્ઞાનવૃક્ષનાં ફળ ખાધાં ત્યારે જ તેમને તેમની નગ્ન દશાથી લજ્જાનો ભાવ ઉત્પન્ન થયો, ને પછી તેમણે વલ્કલથી તેમની નગ્ન કાયા ઢાંકવા માંડી. આ જ તેમની પતિત અવસ્થા. વસ્ત્રો એ માયાનું આવરણ છે. તેઓ જ્યારે પ્રથમ, આત્મદૃષ્ટિવાળું જીવન ગાળતાં હતાં ત્યારે તેમને સ્થૂલ ઇંદ્રિયોનો ભાવ ન હતો. પણ જ્યારે તેમણે જ્ઞાનનાં ફળ ખાધાં એટલે કે જ્યારથી તેમણે તેમની ઈન્દ્રિયો મારફત બહારની દુનિયાનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા

કરી, તેમના ચિત્તને બહિર્મુખ કર્યું, ત્યારથી તેમનામાં દુન્યવી ભાવો આવવા લાગ્યા. આ જ તેમની આત્મિક સ્થિતિમાંથી સનાતન સૃષ્ટિમાં થએલું તેમનું પતન. પછી તેમનામાં દેહાત્મભાવ થયો. તેઓ દેહને આત્મા ગણવા લાગ્યાં. આપણા પોતાના ધર્મની ભાષામાં કહીએ કે તેઓ માયાના બળને અધીન થયાં. અને માયાને અધીન થતાં પોતાના ખરા સ્વરૂપને ભૂલી ગયાં. અર્થાત્ તેઓ માયાકૃત અવિદ્યાને લીધે અજ્ઞાનમાં જીવવા લાગ્યાં. આવું અવિદ્યાવાળું અધ્યાસનું જીવન એ જ માયાનું આવરણ. જ્યાં લગી માયાનું આ આવરણ ન જાય ત્યાં લગી આત્મા તેના ખરા સ્વરૂપને ન પિછાની શકે. આ આવરણ જવું એ જીવના પુરુષાર્થ કરતાં ભગવાનની કૃપાનો વિષય વધારે છે. મતલબ કે વસ્ત્રહરણ એટલે માયાના આવરણને દૂર કરવું તે—આત્મભાવ ઉત્પન્ન કરાવવો એ છે. આવી કૃપાનું દાન કરાવવામાં વૈષ્ણવી–ભાવના પ્રમાણે શ્રીયમુનાજીનું કૃપાબળ વિશેષ માનવામાં આવ્યું છે. તેઓ બહુ જ દયાળુ છે, ને ભક્તનો કલેશ લગીર પણ સહન કરી શકતાં નથી. જ્યારે કોઈ જીવ પ્રભુને શરણે આવે છે ત્યારે તેમને ઘણો આનંદ થાય છે, અને શરણે આવેલો જીવ તેની શ્રદ્ધામાં ટકી રહી પ્રભુને ભજે તો શ્રીયમુનાજી તેની શુદ્ધિનું કાર્ય કરી તેને પુષ્ટિનો અધિકારી બનાવે છે, માટે જ પુષ્ટિ માર્ગમાં શ્રીયમુનાજીને પ્રથમ પદ આપેલું છે.

ઉ૦: પણ શ્રીયમુનાજી તો જલનો પ્રવાહ માત્ર છે. ને તમે તો જાણે તે કોઈ દેવી રૂપ હોય તેવી રીતે વાત કરો છો !

વ૦: તમે ઠીક પ્રશ્ન કર્યો. હા, દેખીતી રીતે તો શ્રીયમુનાજી એ માત્ર જલપ્રવાહ છે. એ તેનું આધિભૌતિક રૂપ છે, પણ તે સિવાય તેનાં બીજાં બે રૂપ છે—આધ્યાત્મિક તથા આધિદૈવિક. આ તેમનાં ત્રણ રૂપોની હકીકત આગળ 'સિદ્ધાન્તની મુક્તાવલી' નામના ગ્રંથમાં આવશે તે વખતે તે વિષે વધારે વિચારવાનું આપણને પ્રાપ્ત થશે, છતાં તમને અહીં એક વાત કહી દઉં. શ્રીયમુનાજીનાં નહિ

પણ વસ્તુ માત્રનાં ત્રણ રૂપો હોય છે. દરેક વસ્તુનાં ત્રણ ત્રણ સ્વરૂપ છે; કારણકે ભગવાનનાં ત્રણ સ્વરૂપ છે, અને જો આપણે એમ માનતા હોઈએ અને આપણું ધર્મશાસ્ત્ર એ માને છે કે આ જગત અને જગતની અંદરની સર્વ વસ્તુ માત્ર ભગવાનમાંથી આવેલી છે, અને ભગવાનના સ્વરૂપમય છે, તો પછી ભગવાનની પેઠે તેને પણ ત્રણ સ્વરૂપ હોવાં જ જોઈએ. પણ આ વાત તમારાથી એકદમ નહિ સમજાય, કારણકે તમે આજે જ તેની શરુઆત કરો છો. તમે એટલું સ્વીકારી લેજો કે શ્રીયમુનાજીની સ્તુતિ જે અત્રે કરવામાં આવેલી છે તે શ્રીયમુનાજીના આધિદૈવિક સ્વરૂપને ઉદ્દેશીને જ કરવામાં આવી છે. આવાં સ્વરૂપનું દર્શન બધાંને થતું નથી. તેના અધિકારી તો થોડાક જ અધિકારી જીવો હોય છે. છતાં, જ્યારે આપણે તેમનું સ્મરણ કરીએ છીએ ત્યારે આપણે તેમના આધિભૌતિક સ્વરૂપ કરતાં તેમનાં આધિદૈવિક સ્વરૂપની ભાવનાથી તેમની સ્તુતિ કરીએ છીએ, અને તેમના આધિભૌતિક રૂપમાં પણ તેમનાં એ અલૌકિક સ્વરૂપની ભાવનાથી સેવન કરીએ છીએ. વ્રજની ગોપીઓએ તેમ જ કરેલું આપણે પણ શ્રીયમુનાજીને માતા કહી બોલાવીએ છીએ, તેમાંજ માતા તરિકેના વાત્સલ્યભાવને સૂચિત કરીએ છીએ. જેવી આપણી માતા દયાળુ હોય છે, આપણા દોષોને જોતાં આપણા ઉપર અનહદ પ્રેમ દેખાડે છે તેવી રીતે શ્રી યમુનામૈયા પણ જો આપણે તેમનું સેવન કરીએ તથા તેમને વફાદાર રહીએ તો આપણા દોષોનું નિવારણ કરે છે, એટલું જ નહિ પણ તેઓ આપણા સ્વરૂપને એવું તો બદલી નાખે છે કે પ્રભુનો પ્રવેશ થવાને આપણો દેહ લાયક બને છે. માટે જ્યાં જ્યાં આપણે પવિત્ર જલના સંપર્કમાં આવીએ ત્યાં ત્યાં આપણે શ્રીયમુનાજીના આધ્યાત્મિક સ્વરૂપનો ખ્યાલ કરવો. સ્નાન કરતી વેળા, જલપાન કરતી વેળા આપણે તેમને જ યાદ કરવાં. આ ભાવને દૃઢ કરવા આપણે ત્યાં જલની પવિત્રતાનો તથા તેના વડે થતી શુદ્ધિનો ઘણો મહિમા વિચાર્યો છે, તે પાછળ આત્મશુદ્ધિની તથા ભગવત્ ભાવની

વૃદ્ધિની કેવળ એક જ ભાવના રહેલી છે. આ પૃથ્વી પર જલ એ રસ રૂપ છે. તેના વિના મનુષ્યની તેમ જ આ લોકની હયાતી પણ કલ્પી શકાતી નથી. આ સ્થૂલ રસની પાછળ પ્રેમનું અલૌકિક રસત્વ રહેલું છે, અને તેની આકર્ષણ શક્તિ જ આ સ્થૂલ તેમ જ સૂક્ષ્મ જીવનના આત્મા રૂપ છે. માટે જ શ્રી મહાપ્રભુજી શ્રી યમુનાજીને ભગવાનનાં ચોથાં પટરાણી તરીકે યમુનાષ્ટકમાં વર્ણવે છે. ભગવાન્ ચતુર્વ્યૂહાત્મક છે, અને અનિરુદ્ધ કે નારાયણ એ ભગવાનનું ચોથું વ્યૂહ સ્વરૂપ છે. તે જ આ બ્રહ્માંડના કારણ રૂપ છે. તેમની નાભિમાંથી બ્રહ્મા એટલે ભગવાનની બુદ્ધિ રૂપી વિભૂતિસ્વરૂપ ઉત્પન્ન થયું, એ જ નારાયણનું નિત્યધામ એટલે વૈકુણ્ઠ. આ વૈકુણ્ઠ એ શ્રીકૃષ્ણના નિવાસ-સ્થાન રૂપ છે અને શ્રીયમુનાજી એ શ્રીનારાયણના હૃદય રૂપ છે. એ હૃદય રૂપ યમુનાજી આ ભુવન ઉપર જલ રૂપે પ્રકટ થયાં છે. આની પાછળ અલૌકિક ભાવ ભાવનાઓ રહેલી છે, પણ તે વિષે તો મારે મૌન જ ધારણ કરવું પડશે. તમે તો હમણાં ફક્ત એટલું જ સમજો કે જેમ ગીતાજીમાં શ્રીકૃષ્ણ ભગવાને પોતાનાં ત્રણ સ્વરૂપો–પુરુષોત્તમ રૂપ, અક્ષર રૂપ. અને ક્ષર રૂપ–પંદરમા અધ્યાયમાં વર્ણવ્યાં છે, તેવાં ત્રણ રૂપો શ્રી યમુનાજીનાં છે; અને જેમ ભગવાનને આપણે સર્વ-શક્તિમાન, સ્વતંત્ર, સર્વવ્યાપી, નિત્ય વગેરે વિશેષણો દ્વારા સમજવા પ્રયત્ન કરીએ છીએ તેવાં જ શક્તિવાળાં અને તેવાં રૂપોવાળાં શ્રીયમુનાજી છે; અને શ્રી મહાપ્રભુજી તેમના તેવા સ્વરૂપને 'યમુનાષ્ટક'માં પ્રકટ કરી ગોપીઓની માફક તેમની સ્તુતિ કરવાનું આપણને કહે છે, કે જેથી આપણે તેમની કૃપાને પાત્ર થઈએ. આપશ્રી આ અષ્ટકની ફલશ્રુતિમાં 'સ્વભાવવિજય થશે' એવું આશ્વાસન આપે છે.

ઉ૦: શું સ્વભાવ બદલાવો એ કાંઈ મોટી પ્રાપ્તિ ગણાય છે?

વ૦: સામાન્ય અર્થમાં સ્વભાવ બદલાવો એ કાંઈ મોટી પ્રાપ્તિ નથી. એમ તો જીવનો સ્વભાવ તેની વૃત્તિઓ પ્રમાણે ઘડાય છે. આ વૃત્તિઓ બહુધા નિમ્નગામી અને લૌકિક આસક્તિવાળી હોય છે.

તેઓ દુન્યવી પ્રલોભનોથી ઉત્તેજાઈ આત્માને ઇન્દ્રિયોનાં આકર્ષણો પ્રત્યે ખેંચી તેમાં તેને વહેવડાવે છે. આથી આત્મા ઇન્દ્રિયોના જડ વિષયોમાં લોલુપ થઈ પોતાને ભૂલી જાય છે અને અનાત્માને આત્મા તરીકે માને છે, અને વિકારી સૃષ્ટિ સાથે પોતાને એક રૂપ માનવાથી વિકારોનો ભોગ બને છે. આવી અજ્ઞાનમૂલક વૃત્તિઓનો ભોગ બનેલા જીવનો સ્વભાવ માયાને વશ થએલો હોય છે. તેમાંથી તેને છોડાવી તેનું મૂળ પ્રકૃતિ–રૂપ ઘડવાનું કામ જેવું તેવું નથી. તે માટે ઈન્દ્રિયોના, પ્રાણના, દેહના, મનના અને બુદ્ધિના અધ્યાસો દૂર થવા જોઈએ. પોતાનો અને પરમાત્માનો શો સંબંધ છે તેનું જ્ઞાન તેને થવું જોઈએ. તેના રસો લૌકિક મટી અલૌકિક થવા જોઈએ અને તેની વૃત્તિઓ નિમ્નગામી થવાને બદલે ઉર્ધ્વગામી થવી જોઈએ. આ બધું આંતર પરિવર્તન એમને એમ થતું નથી. હૃદયમાંથી અહંકારની તથા મમત્વની નિવૃત્તિ થાય અને ભક્તિભાવનો ઉદય થાય તો જ તેના અંતઃકરણોની શુદ્ધિકરણની ક્રિયાનો આરંભ થાય. આ કામ શ્રીયમુનાજી જે ભગવાનના પ્રેમનાં પટ્ટરાણી છે તેમના વડે થાય છે. તે સત્ત્વસ્થ છે. તેથી જીવના રજોગુણ તથા તમોગુણને ધોઇ નાખી ધીરે ધીરે તેને સાત્વિક ગુણવાળો બનાવે છે. શ્રીયમુનાજી નિર્ગુણ ભક્તિનું સ્વરૂપ છે. એટલે જેઓ તેમને ભજે તેઓ તેમના ગુણવાળા થાય છે. તેમના ગુણવાળા થવું એમાં જ સ્વભાવપરિવર્તનની સિદ્ધિ રહેલી છે. આ સિદ્ધિ સહેલી નથી પણ તેમની કૃપાના બળે તે સહેલી બને છે. માટે શ્રીમહાપ્રભુજી પ્રથમ તો તેમને નમન કરવાની આજ્ઞા કરે છે. શ્રીયમુનાજી આપણા ચિત્તમાં પધારી આપણને નવતનુત્વનું ( નવીન દેહનું ) દાન કરે, તથા ભક્તિ માટે જે જે સાધનની અપેક્ષા હોય તે તે સાધન કરાવે એ માટે તેમની કૃપાની યાચના આ સ્તુતિમાં કરેલી છે. તેમની કૃપા વિના ભગવત્ સ્વરૂપનું જ્ઞાન તથા ભગવત્ કૃપાની પ્રાપ્તિ દુર્લભ છે. માટે 'ષોડશ ગ્રંથ'ના મંગલાચરણ રૂપ આ સ્તુતિ-ગ્રંથને મૂકવામાં આવ્યો છે તે બરાબર છે.

આ ગ્રંથમાં કુલ આઠ શ્લોકો છે, અને દરેકમાં એકેક સિદ્ધિ સૂચિત કરવામાં આવી છે. જો શ્રી યમુનાજી પ્રસન્ન થાય તો તે અષ્ટસિદ્ધિનું દાન કરે.

આ દરેક સિદ્ધિની વિગતમાં હું નહિ ઊતરું; જ્યાં સુધી તમને માર્ગના સિદ્ધાંતોનું જ્ઞાન થયું નથી ત્યાં સુધી તેના રહસ્યથી કે તેની પાછળ રહેલી સૂક્ષ્મ ભાવ ભાવનાથી દૂર રહેવું તેમાં જ ડહાપણ છે.

મારો પ્રથમ વિચાર તો આ ગ્રંથને સૌથી છેલ્લો લેવાનો હતો, પણ ક્રમનો ભંગ ન કરતાં મેં તેને પહેલો જ લીધો છે, શ્રી મહાપ્રભુજીએ આ ગ્રંથને સૌથી પહેલાં શા માટે રચ્યો તેનું કારણ અહીંયાં મેં તમને જણાવ્યું. તેના દરેક શ્લોકનો અર્થ આપણે છેવટે જોશું.

: ૨ :

## ' બાલબોધ ગ્રન્થ '

ઉ૦ : શ્રી મહાપ્રભુજીએ સર્વ સિદ્ધાન્તોના સાર રૂપ કયો ગ્રંથ લખ્યો છે ?

વ૦ : આપશ્રીએ લખેલા સોળ ગ્રંથો જે ' ષોડશગ્રંથો ' નામે ઓળખાય છે તે પૈકીનો બીજો ગ્રંથ '**બાલબોધ**' છે. તે ગ્રંથ સર્વસિદ્ધાંતોના સાર રૂપ છે.

ઉ૦ : આ ગ્રંથનું નામ 'બાલબોધ' તેમણે શા માટે રાખ્યું હશે ? સિદ્ધાન્તોના આવા ગહન ગ્રંથો બાળકો માટે શી રીતે હોઈ શકે ?

વ૦ : બાળકો વયમાં નહિ, પણ જ્ઞાનમાં. જેઓ ભલેને મોટી ઉમરના હોય પરંતુ જેમને ધર્મનું જ્ઞાન નથી, અને જેઓ ધર્મમાં પ્રવેશ કરવા માગતા હોય તેમને માટે આ ગ્રંથ રચાએલ છે.

ઉ૦ : તો દરેક મનુષ્યનું જીવનધ્યેય શું હોવું જોઈએ ? અને તે પ્રાપ્ત કરવા તેણે કયો પુરુષાર્થ કરવો જોઇએ ?

વ૦ : મનુષ્યો માટે ધર્મમાં ચાર પુરુષાર્થ કહેલા છે અને તે અનુક્રમે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે.

ઉ૦ : મનુષ્ય જીવનના આ ચાર પુરુષાર્થ કોણે નક્કી કર્યા છે ?

વ૦ : તેનો વિચાર બે દૃષ્ટિબિન્દુથી થએલો છે : જીવદૃષ્ટિ અને ઈશ્વરદૃષ્ટિ—જીવદૃષ્ટિએ વિચાર કરવામાં આવે ત્યારે તે જીવવિચારિત પુરુષાર્થો કહેવાય છે. આવો વિચાર કરનાર મહાત્મા કે સંત પુરુષો છે. ઈશ્વરદૃષ્ટિએ એટલે વેદમાં પણ તેનો વિચાર થએલો છે. કારણકે વેદ અપૌરુષેય ગણાય છે; તેમાં ઈશ્વરપ્રેરિત વાણી છે.

ઉ૦ : તો પછી વેદોક્ત પુરુષાર્થો અને જીવવિચારિત પુરુષાર્થોમાં કંઈ ભેદ હશે ?

વ૦ : હા, વેદોક્ત પુરુષાર્થ અલૌકિક પુરુષાર્થ કહેવાય છે. તે સિદ્ધ કરવાનાં સાધનો તથા શું સાધ્ય કરવાનુ છે તે, તેમાં આપેલું છે.

ઉ૦: ત્યારે ઋષિઓએ જે પુરૂષાર્થ વર્ણવ્યા છે તે શું જુદા છે?

વ૦: ના, તે જુદા નથી, પરંતુ તેમનો આવિર્ભાવ જુદો છે. ઋષિઓએ તે ઉપર જે કંઈ લખ્યું છે તે પણ ઈશ્વરપ્રેરિત છે. છતાં તે લૌકિક કહેવાય છે. પરંતુ વેદોક્ત પુરુષાર્થો તો અલૌકિક કહેવાય છે કારણ માત્ર એટલું જ કે ઋષિઓએ લખેલું પૌરુષેય–માનુષી છે ત્યારે વેદ પોતે તો અપૌરુષેય કહેવાય છે.

ઉ૦: આ દૃષ્ટિએ તો વેદોક્ત પુરુષાર્થની ભાવનાઓમાં ભેદ ન હોઈ શકે, પરંતુ ઋષિપ્રતિપાદિત પુરુષાર્થમાં ભેદ હોવાનો સંભવ ખરો. એવો જ આનો અર્થ છે ને?

વ૦: હા, માટે જ શ્રી મહાપ્રભુજીએ પુરુષાર્થ બાબતમાં લૌકિક મત શો છે તેના ઉપર મનન કરી પોતાનો નિર્ણય દઢપણે આપ્યો છે.

ઉ૦: ચારે પુરુષાર્થ ઉપર?

વ૦: ના, ચારપુરુષાર્થ પૈકી પહેલા ત્રણ પુરુષાર્થો તો લૌકિક સિદ્ધિ અર્થે છે, માટે આ ગ્રન્થમાં તેમણે તે પર વિચાર કર્યો નથી. તેમનું જ્ઞાન મેળવવા જે માગતા હોય તેમણે તો પ્રત્યેક પુરુષાર્થ પર લખાએલા અનેક શાસ્ત્રીય ગ્રંથોનો અભ્યાસ કરવો જોઈએ, કારણ તેનો હેતુ કેવળ લૌકિક હોવાથી અને આપશ્રીનો વિષય કેવળ ધર્મ પરત્વે હોવાથી તેઓશ્રીએ ચતુર્થ પુરુષાર્થ મોક્ષનો આમાં વિચાર કર્યો છે.

ઉ૦: ત્યારે આ લોકમાં મોક્ષ પ્રાપ્ત કરવા માટે શાસ્ત્રમાં કેટલા માર્ગો બતાવેલા છે?

વ૦: મુખ્ય બે માર્ગો—પોતાના આત્મબળથી સાધી શકાય તે તથા પરાશ્રય એટલે અન્યનો આશ્રય કરી સાધી શકાય તે. આ ઉભય માર્ગોના પ્રત્યેક બબ્બે પેટા માર્ગો નક્કી થએલા છે.

ઉ૦: કેવા?

વ૦: આત્મબળથી મોક્ષ પ્રાપ્ત કરી શકાય તેના બે પેટા માર્ગો છે. તેમને સાંખ્ય અને યોગ નામે ઓળખાવેલા છે.

ઉ૦ : સાંખ્ય માર્ગનું તારતમ્ય શું છે?

વ૦ : સાંખ્ય માર્ગમાં જીવના ત્યાગ ઉપર વધારે ભાર મૂકવામાં આવે છે. શાનો ત્યાગ કરવો અને શાનો ત્યાગ ન કરવો તેની મીમાંસા સાંખ્ય શાસ્ત્રમાં કરેલી છે. આ માર્ગ જ્ઞાનમાર્ગના નામથી ઓળખાય છે.

ઉ૦ : યોગ માર્ગનું તારતમ્ય શું છે?

વ૦ : યોગમાર્ગમાં અહંતા અને મમતાનો શી રીતે નાશ કરવો એ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. આવો જીવ પોતાના આત્મસ્વરૂપમાં સ્થિત થાય ત્યારે કૃતકૃત્યતા અનુભવે છે.

ઉ૦ : આ બન્ને માર્ગો પરત્વે અહીં વધારે શી સ્પષ્ટતા કરેલી છે?

વ૦ : પુરાણોમાં તે સંબંધમાં વધુ પ્રક્રિયાઓ વર્ણવવામાં આવી છે ને આ પ્રક્રિયાઓ દ્વારા મોક્ષપ્રાપ્તિની એક જ સિદ્ધિ કહેલી છે. આ બધા માટે જીવને બાહ્ય સાધન ઉપર આધાર રાખવાનો હોતો નથી. તે માટે તે પોતાના આત્મા ઉપર જ આધાર રાખે છે.

ઉ૦ : ત્યારે બન્ને પ્રકારના માર્ગોમાં કયું તત્ત્વ સામાન્ય હોય છે?

વ૦ : ત્યાગ. જેમ સાંખ્ય માર્ગમાં ત્યાગ અને આત્માનો વિચાર કરવામાં આવે છે તેમ જ યોગમાર્ગમાં પણ ત્યાગ એ મુખ્ય હોય છે. પણ આ ત્યાગ બહુધા માનસિક હોય છે. તેમાં યમ, દમ, શમ, ઇત્યાદિનું પાલન કરવાનું હોય છે. જે સાધક આ પ્રક્રિયાઓમાં પૂરેપૂરો સફળ થાય તે મોક્ષની સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

ઉ૦ : ત્યારે બીજો પરાશ્રયનો માર્ગ કેવા પ્રકારનો હોય છે?

વ૦ : પરાશ્રય માર્ગમાં દેવનો આશ્રય કરવાનો હોય છે. તેના પણ બે પ્રકાર છે અને ત્રિપુટી પૈકી શિવ અને વિષ્ણુનો આશ્રય કરવાનો હોય છે.

ઉ૦ : તો બ્રહ્માનો કેમ નહિ?

વ૦ : બ્રહ્માનો નહિ, કારણ કે બ્રહ્મા સ્વાર્થોની સિદ્ધિ આપનાર

દેવ ગણાતા નથી. તે સર્વગુણી અધિદેવ છે અને મોક્ષની ક્રિયા તેમના કાર્યથી વિશેષગામિની છે. મોક્ષની પ્રાપ્તિ માટે તેમને ભજવામાં આવતા નથી. તે ભગવાન નારાયણની બુદ્ધિના સ્થાને છે. જ્ઞાન માટે દેવો તેમનો આશ્રય કરે છે અને પરિણામે તેઓ બ્રાહ્મણપણાને પામેલા ગણાય છે. અને તે દૃષ્ટિએ તેમની પૂજા થાય છે એમ ધારવામાં આવે છે.

ઉ૦ : ત્યારે આ ત્રણ અધિદેવો ભગવાન નારાયણની શક્તિ રૂપે જ છે એમ કહોને ?

વ૦ : હા, પણ તેમનાં કાર્યોના ભેદ વડે તેમનામાં ગુણભેદ વર્ણવેલો છે. વિષ્ણુ પોષણનું કામ કરે છે. શિવ સંહારનું કામ કરે છે. ખરું જોતાં પોષણ અને સંહાર એ એકજ વસ્તુના બે છેડા છે, માટે બન્ને દેવો જગતના હિતકારકો તરીકે પ્રસિદ્ધ છે. તેઓ જ સર્વ વસ્તુની સિદ્ધિ આપનાર દેવો છે. માટે જ મોક્ષની પ્રાપ્તિ માટે જીવો તેમનો આશ્રય કરે છે.

ઉ૦ : ત્યારે તેમના નામનાં શાસ્ત્રો પણ હશે ? શું એ બન્નેને શાસ્ત્રોમાં સરખા અને એકજ દેવ તરીકે વર્ણવેલા હશે ?

વ૦ : તેમના નામનાં અનેક શાસ્ત્રો છે. પુરાણો ૧૮ છે. તેમાં ૭ પુરાણો બ્રહ્મા માટે, ૭ વિષ્ણુ માટે, અને ૭ શિવજી માટે—એમ દરેક દેવની પ્રધાનતાથી તે તે પુરાણોમાં તેમનું જ વર્ણન કરવામાં આવ્યું છે. આવા ભેદો કાળના કલ્પભેદથી પડયા છે. જે જે દેવનું જે જે કલ્પમાં પ્રાધાન્ય હોય તે તે કલ્પમાં તે તે દેવ પ્રધાન દેવ મનાયા છે. પણ મેં કહ્યું તેમ બ્રહ્માને બાદ કરતાં મોક્ષ માટે અધિકારી દેવો તો વિષ્ણુ તથા શિવજી જ મનાય છે. માટે સર્વાત્મકતા, નિર્દોષપણું અને પૂર્ણગુણતાના ભાવથી તે તે દેવોને લગતા પુરાણોમાં તેમને બ્રહ્મ જેવા જ વર્ણવેલા છે. માટે ભોગ તેમ જ મોક્ષ માટે એટલે કે સકામ તેમજ નિષ્કામ ભાવે તેમની ઉપાસના મુખ્યત્વે કરવામાં આવે છે.

ઉ૦ : જો ઉત્તમ દેવોના ગુણોમાં આવી સમાનતા હોય તો તેમની પૂજામાં ભેદ શા માટે ?

વ૦ : પ્રકૃતિભેદને લીધે ભેદ સ્વાભાવિક જ છે. તેથી ઉપરના દેવોના પ્રકૃતિભેદ જોતાં ફળની બાબતમાં પણ શ્રી મહાપ્રભુજી તારતમ્ય સ્વીકારે છે.

ઉ૦ : તે કેવી રીતે ?

વ૦ : શિવજી ભોગ સહેલાઇથી આપે છે અને વિષ્ણુ મોક્ષ આપે છે. શિવજી પાસેથી મોક્ષ ઘણા કષ્ટવડે અને કવચિત જ મળી શકે છે, અને વિષ્ણુ ભગવાન પાસેથી ભોગ ઘણા કષ્ટવડે અને કવચિત જ મળે છે.

ઉ૦ : તેમ થવાનું કારણ તે તે દેવના પ્રકૃતિભેદથી છે એમ તમે કહ્યું, તે જરા વધારે સ્પષ્ટ કરશો ?

વ૦ : આ સમજાવવા માટે શ્રી મહાપ્રભુજી એક સુંદર દૃષ્ટાંત આપે છે. તેઓશ્રી કહે છે કે લોકમાં પણ માલિક જેનો ભોગ કરતો હોય, તે વસ્તુ તેના સેવકને આપતો નથી, અને આપે છે તો કવચિત્ પોતાના ખાસ પ્રિયપાત્રને આપે છે. અહીં શિવજીમાં ત્યાગ પ્રધાન છે અને વિષ્ણુમાં મોક્ષ પ્રધાન છે. તેથી શિવજી ભોગ સહેલાઇથી આપે છે અને વિષ્ણુ મોક્ષ સહેલાઇથી આપે છે. માટે જો ભોગ–સિદ્ધિ વગેરે જોઇતું હોય તો શિવજીની આરાધના કરવી અને મોક્ષ જોઈતો હોય તો વિષ્ણુની આરાધના કરવી, એવું શ્રી મહાપ્રભુજી કહે છે.

ઉ૦ : પરંતુ આવી સિદ્ધિ કયારે મળી શકે ?

વ૦ : તેવી સિદ્ધિ મેળવવા માટે તે તે માર્ગમાં જે સાધન નક્કીકરવામાં આવ્યાં હોય તે કરવાથી તે તે દેવમાં 'તદીયત્વ' અને 'તદાશ્રય'ની સ્થિતિએ પહોંચી શકાય છે; આવો ઉપાસનાનો વિધિ છે, તે સાધકે આચરવાનો રહ્યો.

ઉ૦ : ત્યારે બધા જીવો આ માર્ગે શા માટે નહીં જતા હોય ?

વ૦ : બધા જ જીવો સ્વભાવથી દુષ્ટ છે. દુષ્ટ એટલે દોષવાળા.

આવા દોષો અજ્ઞાન મૂલક અભ્યાસને લીધે જ થાય છે. માટે જ્યાં લગી તે નિર્મૂળ ન થાય ત્યાં લગી જીવ શુદ્ધ થતો નથી માટે જીવે પોતાના અંતઃકરણને પ્રથમ તો શુદ્ધ કરવું જોઇએ. અંતઃકરણ એટલે ચિત્ત, બુદ્ધિ, મન અને અહંકાર.

ઉ૦ : તે શી રીતે થઈ શકે? તે નો કૈં ઉપાય?

વ૦ : શાસ્ત્રમાં બતાવેલ નવધા ભક્તિનું આચરણ કરવાથી. નવધા ભક્તિ એટલે શ્રવણ, કીર્તન, સ્મરણ, વગેરે. આનું સેવન કરવું એજ ઉપાસનાનું પ્રથમ પગથિયું છે.

ઉ૦ : એનું સેવન કરવાથી પ્રથમ શું શું ફળ મળે?

વ૦ : એથી સર્વ કાર્યોની સિદ્ધિ પ્રેમ વડે કરી શકાય છે. આને કર્મ માર્ગ કે ભક્તિ માર્ગ કહો તો પણ ચાલશે. શાસ્ત્રમાં મર્યાદા ભક્તિ તરીકે તેને વર્ણવવામાં આવ્યો છે.

ઉ૦ : આ વિધિમાં શું રહસ્ય રહેલું છે?

વ૦ : સમર્પણ દ્વારા તદીયત્વ પ્રાપ્ત કરવાનું રહસ્ય સમાએલું છે. નવધા ભક્તિનાં પહેલાં છ પગથિયાંથી તદીયત્વની સ્થિતિએ પહોંચી શકાય છે.

ઉ૦ : પણ સાધક જો ત્યાં સુધીની સ્થિતિ પ્રાપ્ત ન કરી શકે તો? અગર તો આવી સ્થિતિ પ્રાપ્ત કરવાને અશક્ત હોય તો?

વ૦ : તો તેણે આશ્રય ભાવ સેવવો. પ્રભુ જ મારૂં સર્વસ્વ છે. તે જ મારો આશ્રય છે એવો ભાવ રાખી તેણે જીવનના બધા વ્યવહારો કરવા. આવો સચેત ભાવ દૃઢ કરવો તેનું નામ શરણાગત ભાવ. મતલબ કે સ્વધર્મમાં નિષ્ઠા રાખી સ્વધર્મનું આચરણ કરતાં કરતાં આવા તદીયતાના અને તદાશ્રયના અગર બન્ને ભાવો સિદ્ધ કરવા ભક્તે મથન કરવું જોઇએ. તે સિદ્ધ થતાં તેનો મોક્ષ માટેનો અધિકાર પ્રાપ્ત થાય છે.

ઉ૦ : તો જો મોક્ષ એ જ પુરુષનો સૌથી શ્રેષ્ઠ અર્થ હોય

તો પછી તેણે તે અર્થને પાર પાડવાને તે પંથે વળવું એ જ આ ગ્રન્થનો ઉદ્દેશ છે. એમ જ ને?

વ૦ : હા, આપણા ઋષિ મુનિઓ મુમુક્ષુત્વને જીવનના આદર્શ તરીકે સ્વીકારે છે ને તેની સિદ્ધિ અર્થે મનુષ્ય જીવનનાં બધાં જ કર્મો કરાવાં જોઈએ એવો તેનો હેતુ છે. આ માટે વિષ્ણુ ભગવાનની ઉપાસના કે ભક્તિ, એ જ પ્રબોધ આ બાલપ્રબોધ નામના ગ્રન્થમાં કરેલો છે.

ઉ૦ : ત્યારે બધાઓ માટે આ માર્ગ નિર્દિષ્ઠ છે. એમ ને ?

વ૦ : મોક્ષ સિદ્ધિ માટે આ સામાન્ય ભક્તિમાર્ગ ઉપદેશવામાં આવેલો છે પણ તેનું વિશિષ્ટ રૂપ એથીયે ઘણું રહસ્ય યુક્ત અને ઉંચું છે. તેને પુષ્ટિ ભક્તિ કહે છે. પણ તે વસ્તુ તો જ્યાં સુધી તેના સિદ્ધાન્તો ન સમજાય ત્યાં લગી બરાબર ધ્યાનમાં ન આવે. ભક્તિનું આ વિશિષ્ટ અંગ આપશ્રીએ તેમના બીજા ગ્રન્થ 'શ્રી સિદ્ધાન્ત મુક્તાવલી'માં સમજાવેલું છે તે આપણે હવે જોઈએ.

# સિદ્ધાન્ત મુક્તાવલી

ઉ૦ : આપે કહ્યું કે 'સિદ્ધાન્તમુક્તાવલીમાં' પુષ્ટિ માર્ગના સિદ્ધાન્તો સમજાવવામાં આવ્યા છે અને એ પણ ઉમેર્યું કે જ્યાં સુધી તે ના સમજાય ત્યાં સુધી ભક્તિનું ઉત્કૃષ્ટ સ્વરૂપ સમજવું મુશ્કેલ છે પણ આપણે તેના સ્વરૂપનો ઘણા જ ટૂંકમા ખ્યાલ આણવો હોય તો?

વ૦ : સિદ્ધાન્તોની ચર્ચામાં ઉતરતા પહેલાં જ શ્રીમહાપ્રભુજીએ પહેલા જ શ્લોકમાં સિદ્ધાન્તોના તિલક તરીકે કૃષ્ણસેવા અને તેનો પ્રકાર બતાવ્યો છે.

ઉ૦ : 'બાળબોધ'માં વિષ્ણુ ભક્તિ કરવાનો ઉપદેશ આપ્યો હતો જ્યારે અહીં 'કૃષ્ણસેવા' એવા શબ્દો વાપર્યા છે, તો તેમાં કૈં રહસ્ય હોવું જોઈએ. વળી તેનો પ્રકાર એટલે સેવાનો પ્રકાર પણ તેમાં બતાવ્યો છે. તો આ વસ્તુ જરા વધારે સ્પષ્ટ કરો એમ હું ઇચ્છું છું.

વ૦ : ભગવાનના વિષ્ણુ સ્વરૂપ અને કૃષ્ણ સ્વરૂપમાં વૈષ્ણવો ભેદ માને છે. ભગવાન કહો કે પરમાત્મા એ જ વેદમાં પરબ્રહ્મ તરીકે પ્રસિદ્ધ છે. તે પરબ્રહ્મ એ જ કૃષ્ણ : મતલબ કે કૃષ્ણસેવા એટલે પરબ્રહ્મ સેવા. આવી સેવા માનસી થાય એટલે કે ભાવાત્મક બને ત્યારે તે પરાભક્તિ કહેવાય. પરાભક્તિ–અને અપરા ભક્તિ–અથવા સિદ્ધિ ભક્તિ અને સાધન ભક્તિ એવા પણ ભક્તિના ભાગ પાડવામાં આવે છે. આ કૃષ્ણનું સ્વરૂપ કેવા પ્રનારનું છે તે આગળ કહેવામાં આવનાર છે. હું તે વિષે અહીં આથી વધારે કહેતો નથી.

ઉ૦ : જો માનસી સેવાને પરાભક્તિ કહેવામાં આવે તો તેથી હલકા પ્રકારની સેવાને કયી જાતની સેવા કહેવામાં આવે છે?

વ૦ : તનુજા અને વિત્તજા સેવા: આ તનુજા અને વિત્તજા સેવા સાધન સેવા તરીકે પ્રસદ્ધ છે. સેવાનું મુખ્ય લક્ષણ તો ચેતઃ

**तत्प्रवणं सेवा** : તેની શરૂઆત તનુજા અને વિત્તજા સેવાથી થાય છે અને જ્યારે તે સિદ્ધ થાય ત્યાર પછી માનસી સિદ્ધ થાય.

ઉ૦ : તનુજા અને વિત્તજા સેવા એટલે શું ?

વ૦ : તનુજા એટલે શરીરની ઇન્દ્રિયો વડે કરવામાં આવતી સેવા અને વિત્તજા એટલે સેવાર્થે ધનનો ઉપયોગ કરી ધન વડે સેવા કરવી તે.

ઉ૦ : આવી જાતની સેવાથી શું ફળ મળે ?

વ૦ : તનુજા સેવા કરવાથી ભક્તાની સર્વ ઇન્દ્રિયો ભગવાન્ પ્રત્યે વળે, એથી જે ઇન્દ્રિયો અત્યાર સુધી લૌકિક આસક્ત હતી અને લૌકિક સુખમાં જેને રસ પડતો હતો તે હવે ભગવાનની સેવામાં આસક્ત થવા માંડે છે અને તેનાં કાર્યોમાં રસ લેવા માંડે છે અને સંસારનાં સુખ દુઃખમાંથી વિરક્ત થઈ સેવાનાં કાર્યોમાં નિયોજાય છે. તેથી સંસારનાં દુઃખોથી નિવૃત્તિ પામે છે. આમ જો તનુજા સેવા તેના સાચા સ્વરૂપમાં કરવામાં આવે તો ભક્તની દરેક ઇન્દ્રિયના વ્યવહારો ભગવાન્ મય થઈ જાય છે, આંખ વડે તેને પ્રભુનાં દર્શન કરવાનાં વધારે ગમે છે, કાન વડે પ્રભુનાં ગુણ ગાન શ્રવણ કરવામાં વધારે રસ પડે છે, મન વડે તેનું સ્મરણ કરવામાં તે વધારે આસક્ત બને છે વગેરે. આમ થવાથી ધીમે ધીમે તેની અહંવૃત્તિ નિવૃત્ત થઈ ભગવન્મય બને છે. એટલે સંસારમાં તેને વિરક્તિ થાય છે, અને તેમ થતાં સંસારદુઃખની નિવૃત્તિ થાય છે.

ઉ૦ : અને વિત્તજા સેવાથી શો લાભ થાય છે ?

વ૦ : પ્રથમ તો ભક્તાને વિત્ત ઉપર ઘણું મમત્વ હોય છે. મારો પૈસો, હું જ તે કમાયો અગર મારા બાપનું કમાએલું તે ધન–અથવા તો મારા જેવી આર્થિક સ્થિતિ બીજા કોઈની નથી, તે ઉપર મારો જ અધિકાર છે, વગેરે મમતા ભર્યા ભાવોએ તેના ચિત્તનો કબજો લીધેલો હોય છે. પણ જ્યારે વિત્તજા સેવા થાય ત્યારે ભક્તને આવું મમત્વ રહેતું નથી, હવે તે પોતાનો પૈસો પોતાનો છે એમ ન

માનતાં પ્રભુનો છે એમ માને છે. તેનો વિનિમય ભગવાનની સેવામાં –ભગવાનનાં કાર્યોમાં કરે છે. વિત્તજા સેવાથી જ્યારે આવું નિર્મલત્વ આવે છે ત્યારે તેને તેના સ્વરૂપનું અને પ્રભુના સ્વરૂપનું કૈંક ભાન થાય છે. આવું ભાન થતાં તેને સમજાય છે કે આ સૃષ્ટિનો કર્તા–હર્તા પ્રભુ પોતે છે અને હું પોતે તથા જગત્ સર્વ પ્રભુમય છે. આવું ભાન થતાં તેને બ્રહ્મનો બોધ થાય છે, એટલે નિર્મલત્વની પ્રાપ્તિથી સંસારનાં દુઃખની નિવૃત્તિ અને બ્રહ્મબોધન એ બે ફળ મળે છે. પુષ્ટિ માર્ગમાં તનુજા અને વિત્તજા સેવાના ક્રમથી નવધા ભકિત પૈકીનાં પ્રથમ સાત પગથિયાં સુધી ભકત પહોંચી શકે છે.

ઉ૦ : એ સાત પગથિયાં કયાં છે ?

વ૦ : શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન અને દાસ્ય.

ઉ૦ : અને બાકી રહેલાં બે ?

વ૦ : સખ્ય અને આત્મનિવેદન.

ઉ૦ : સખ્ય અને આત્મનિવેદન ભકિત કયારે સિદ્ધ થાય છે.

વ૦ : માનસી સેવા સિદ્ધ થાય ત્યારે.

ઉ૦ : પણ સેવા કેવી રીતે કરવી જોઈએ તે જાણતા પહેલાં સેવા કોની એટલે કયા દેવની કરવી એ જાણવું પ્રથમ જરૂરનું છે. કૃષ્ણસેવા કરવી એવું તો પ્રારંભમાં કહ્યું પણ કૃષ્ણનું સ્વરૂપ શું ?

વ૦ : કૃષ્ણ એ જ પરબ્રહ્મ. બ્રહ્મનું વ્યાપક વિરાટ સ્વરૂપ–એ અક્ષર, અને જગત એ તેનું ક્ષર સ્વરૂપ : અક્ષર અને ક્ષરથી નિરાળું બ્રહ્મનું જે પરાત્પર સ્વરૂપ એ જ પુરૂષોત્તમ સ્વરૂપ–એ જ કૃષ્ણનું સ્વરૂપ.

ઉ૦ : એટલે કે બ્રહ્મનાં બે સ્વરૂપ ? પર અને અપર ?

વ૦ : હા.

ઉ૦ : જો પર સ્વરૂપ એ કૃષ્ણ તો અપર સ્વરૂપ એ અક્ષર અને ક્ષર. પણ તે અપર સ્વરૂપ આવ્યું ક્યાંથી ? તેના માટે તો મતભેદ છે.

વ૦ : હા, તે વિષે ઘણા મતભેદ પ્રચલિત છે. કોઈ તેને વિલક્ષણ ને માયિક કહે છે. કોઈ તેને સગુણ કહે છે. કોઈ તેને બ્રહ્મનું કાર્ય કહે છે તો કોઇ તેને સ્વતંત્ર તરીકે લખે છે. આમ અનેક વિધ જુદા જુદા મતો પ્રવર્તે છે. આ વિષયો પર જુદા જુદા વાદો રચાયેલા છે અને દરેક વાદી પોતાના મત સમર્થન માટે શું શું કહે છે તે જાણવા તો આપણે તે તે વાદના ગ્રંથોનો અભ્યાસ કરવો જોઈએ. પણ તેમ કરવા જતાં જીંદગી ખતમ થાય તો પણ તેનો પાર ન આવે. માટે શ્રીમહાપ્રભુજીએ આ બધા વાદોને ઝીણવટથી તપાસી જે નિર્ણય કાઢ્યો છે તે જાણવો, તે જ આપણે માટે સુગમ અને ઉપયોગી છે.

ઉ૦ : આપશ્રીનો શો નિર્ણય છે ?

વ૦ : વેદમાં બ્રહ્મનું જે સ્વરૂપ જણાવેલું છે તેથી શ્રીમહા પ્રભુજીના મતે ઉપર જણાવેલા બધા વાદો વેગળા છે. વેદમાં જે રીતે બ્રહ્મનું સ્વરૂપ જણાવેલું છે તે સમજાવવા તેમણે એક સરખામણી કરી છે અને આ વસ્તુ સામાન્ય મગજને પણ સહેલાઇથી સમજાય એ માટે ગંગાજીનું દૃષ્ટાંત આપી પરબ્રહ્મ, બૃહદ્‌બ્રહ્મ અને જીવનું સ્વરૂપ એ બધું સ્પષ્ટ કર્યું છે.

ઉ૦ : કેવી રીતે ?

વ૦ : ગંગાનાં બે સ્વરૂપ છે, એક તો જલરૂપ અને બીજુ તીર્થ રૂપ. જલ રૂપે ગંગાનું સ્વરૂપ બીજી નદીઓની પેઠે કેવળ જલનો વહેતો એક સ્રોત માત્ર છે. પણ આવી ગંગા એટલે એક સામાન્ય મોટી નદી. આ તેનું આધિભૌતિક સ્વરૂપ. આ જ ગંગાને કેટલાક પવિત્ર સ્થાન રૂપે–તીર્થ રૂપે જુએ છે, અને તેના જલનું આચમન કરીને તથા તે વડે સ્નાન કરીને પવિત્ર થાય છે. આવી

રીતે શ્રાદ્ધ આદિ અર્થે જેઓ ગંગાજીનું સેવન કરે છે તેઓ ગંગાજીને તીર્થ રૂપ માને છે. આવી રીતે માનનારા ભક્તો ગંગાજીમાં માહાત્મ્ય જુએ છે અને વિષ્ણુ ભગવાનના ચરણમાંથી જગત ઉપર અવતરેલ દિવ્ય અમૃત તરીકે તેઓ તેનો સ્વીકાર કરે છે. તેઓ જલમાં જલભાવ જોતા નથી પણ તેના આધ્યાત્મિક પવિત્ર સ્વરૂપને ભજે છે. આ ગંગાજીનું આધ્યાત્મિક સ્વરૂપ. ગંગાજીના આવા આધ્યાત્મિક રૂપની ભકિત એટલે જ્ઞાન સ્વરૂપની ભકિત. તેવું સ્વરૂપ ભોગ અને મોક્ષની સિદ્ધિ આપવાને સમર્થ છે. અને મર્યાદા એટલે વેદ વિહિત વિધિથી જેઓ તેની પૂજા કરે છે તેમને ગંગાજી તેવું ફળ આપે છે. ગંગાજીનું આ બીજું સ્વરૂપ એ જ બ્રહ્મ સ્વરૂપ. આમ જલ રૂપી ગંગા એટલે જગત્ અને માહાત્મ્ય યુકત તીર્થ રૂપ ગંગા એટલે બ્રહ્મ—એજ ગીતાજીમાં જણાવેલ પરમાત્માનાં ક્ષર અને અક્ષર એવાં બે સ્વરૂપો.

ઉ૦ : ત્યારે બ્રહ્મનું આ અક્ષર સ્વરૂપ એ કૃષ્ણ નહીં?

વ૦ : ના, કૃષ્ણ સ્વરૂપ એથી પર છે. તેને ગંગાજીનાં આધિદૈવિક સ્વરૂપ જોડે સરખાવ્યું છે,

ઉ૦ : ગંગાજીનું એ આધિદૈવિક સ્વરૂપ કેવું હોય છે?

વ૦ : મેં ગંગાજીનાં બે સ્વરૂપ ઉપર બતાવ્યાં પણ ગંગાજીનું ત્રીજું સ્વરૂપ હોય છે. આ સ્વરૂપ મૂર્તિ રૂપે એટલે સાકાર દેવતા રૂપે પણ કોઈ કોઇ વિરલ ભકતને દર્શન દે છે. આવું દર્શન ગંગાના પ્રવામાં અભેદ બુદ્ધિથી પ્રાપ્ય છે.

ઉ૦ : બધા જ ભકતોને આ સ્વરૂપ દેખાતું નથી તો કોને એ દર્શનનો લાભ મળે છે?

વ૦ : આવું સ્વરૂપ જળમાં જ દૃશ્ય થઈ શકે તેવું છે. શાસ્ત્રમાં જણાવેલ વિધિથી અને તેના ફળ રૂપે તેની પ્રતીતિ થાય છે.

ઉ૦ : એટલે ગંગા જોડે બ્રહ્મની સરખામણી કરીએ તો?

વ૦ : આ સર્વ વિશ્વ ગંગાના જળના સ્થાને છે. બ્રહ્મનું બૃહદ્-વિરાટ સચ્ચિદાનંદ સ્વરૂપ એ ગંગાની શકિતના ઠેકાણે છે, અને કૃષ્ણ એ ગંગા દેવીના ઠેકાણે છે.

ઉ૦ : ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એવા દેવોની ઉપાસના કરવામાં આવે છે તેમનું શું સ્થાન છે ?

વ૦ : આ દેવો એ બ્રહ્મના સચ્ચિદાનંદ સ્વરૂપનાં શકિત રૂપો છે. તે અક્ષર બ્રહ્મના અધિ દેવો યા તો વિભૂતિ રૂપો છે. અને તે જ જગતના કારણ, સ્થિતિ અને સંહાર રૂપો તરીકે પ્રસિદ્ધ છે. અર્થાત્ તેઓ બ્રહ્મના આશ્રયે છે. આ બ્રહ્મને પરબ્રહ્મના દેહરૂપ ગણીએ તો પરબ્રહ્મ એટલે કૃષ્ણમાં બ્રહ્મનો કામચાર એ જ બ્રહ્માંડની લીલા એમ કહી શકાય.

ઉ૦ : અને પરબ્રહ્મ એ જ કૃષ્ણનું પરમાનન્દ સ્વરૂપ.

વ૦ : હા. એ જ કૃષ્ણનું પરમાનન્દ રૂપ, એ રૂપને જ બ્રહ્મવાદીઓ ભજે છે.

ઉ૦ : ત્યારે પુષ્ટિમાર્ગીઓ ?

વ૦ : પુષ્ટીમાર્ગીઓ એ જ શાસ્ત્રીય ભાષામાં બ્રહ્મવાદીઓ ગણાય, કારણ કે તેઓ સૈદ્ધાંતિક દૃષ્ટિએ જગત, જીવ અને બ્રહ્મમાં શુદ્ધ અદ્વૈતનો સ્વીકાર કરે છે. તે જગતને-જીવને બ્રહ્મ રૂપ માને છે એટલે તેઓ જ ખરા બ્રહ્મવાદી કહી શકાય.

ઉ૦ : ત્યારે આ દષ્ટિએ જીવનું શું સ્થાન છે ?

વ૦ : ખરૂ જોતાં મનુષ્યનો આત્મા એ જ તેનું ખરૂં સ્વરૂપ છે. આવો આત્મા અજ્ઞાનને લીધે માયાના ગુણને આધીન બની અધ્યાસ યુકત થાય છે ત્યારે તેને જીવ કહેવામાં આવે છે. જીવ દશામાં તેને દેહનો, ઇન્દ્રિયનો, મનનો, બુદ્ધિનો અને ચિત્તનો અધ્યાસ હોય છે. આવો જીવ તેની શુદ્ધ આત્મસ્થિતિમાં બ્રહ્મરૂપી આકાશમાં જાણે ચૈતન્યનું કેન્દ્રસ્થાન હોય તેવો હોય છે. આવા જીવને જ્યારે આત્મજ્ઞાન થાય છે ત્યારે તેની ઉપાધિનો નાશ થાય છે અને તે બ્રહ્મત્વને પામે છે.

ઉ૦ : આત્માની આ બ્રહ્મત્વની દશા—એ જ જ્ઞાનની સિદ્ધિની દશા, એમ જ ને?

વ૦ : હા, એ જ જ્ઞાનીની સિદ્ધ દશા. પણ તે આત્માની પરમોત્કૃષ્ટ દશા નથી. એથી પણ આગળ આત્માની ગતિ છે. અક્ષર બ્રહ્મ રૂપી બ્રહ્મ દશામાંથી પ્રકટ પ્રભુનું દર્શન કરવું એ દશા તેનાથી પર માનવામાં આવે છે. જેમ ગંગાજીના તીર પર વસેલો ભક્ત ગંગાદેવીનું દર્શન કરે છે એમ જે પૂર્વે કહ્યું, તેમ જ્ઞાની પોતાના આત્મામાં પર બ્રહ્મરૂપ કૃષ્ણની સાકાર મૂર્તિનું દર્શન કરી શકે છે. આવું દર્શન કરવું અને તેની લીલાના પરિકર બનવું એ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવનું ધ્યેય હોય છે.

ઉ૦ : તનુજા, અને વિત્તજા, અને માનસી સેવા સિદ્ધ કરી પરમાનંદ રૂપ કૃષ્ણને પામવાના પંથે જેઓ વળેલા છે તેમનું તો જાણે ઠીક, પણ જેઓએ એ દિશામાં પગલું પણ માંડયું નથી અને સંસારમાં જ આસક્ત છે તેવા જીવોનું કેમ ?

વ૦ : આવો સંસારી જીવ ગંગાજીના કિનારાથી દૂર વસતો હોય અને ગંગાજીના જલની અપેક્ષા કરતો હોય તે જડ જેવો છે. ગંગાજીથી દૂર વસતો હોવાથી તે જલ પામી શકતો નથી તે છતાં તેની જલ માટેની તૃષ્ણા મટતી નથી. આવી તૃષ્ણા એ જ તેના દુઃખનું કારણ થાય છે. તેનું ભજન પ્રભુ માટે નથી પણ સંસાર માટેનું છે.

ઉ૦ : ત્યારે ખરા ભક્તે શી રીતે રહેવું જોઇએ ?

વ૦ : સર્વ પ્રકારના લૌકિક ભાવોથી વિમુક્ત થઈ તેણે કૃષ્ણ સેવાનો માર્ગ ગ્રહણ કરવો જોઈએ, અને આત્માનંદ રૂપ સમુદ્રમાં નિમગ્ન થઈ કૃષ્ણનું ચિંતન કરવું જોઈએ, તો જ તેને આત્મ તૃપ્તિ થાય.

ઉ૦ : પણ એવો જીવ હોય જે કૃષ્ણ સેવા કરે છે પણ તેનું

મુખ્ય ધ્યેય લૌકિક અર્થની રૂચિ છે, તો પછી એવા ભક્તની શી દશા થાય ?

વ૦ : જો આવો જીવ કેવળ લોકાર્થી હોય તો તેને ભક્તિ રસની પ્રાપ્તિ થતી નથી. ઉલટો તેને કલેશ વધારે થાય છે. અને તે સદા કલેશમાં જ જીવે છે.

ઉ૦ : શું ત્યારે એવા ભ્રષ્ટ જીવ માટે કશી જ આશા નથી ?

વ૦ : ના, એમ નહીં. આવો ભક્ત કલેશનો અનુભવ કરી અન્તે સંસારની અને છેવટે લોકની નિઃસારતા જોઇ ભજનમાં વળગી રહે તો કિલષ્ટ ચિત્તવાળો છતાં પ્રભુ અંતે તેના કલેશોનો નાશ કરે છે અને તેને ભક્તિની પ્રાપ્તિ થાય છે.

ઉ૦ : સંસારના કલેશો જ્ઞાન વગર શી રીતે નિવૃત્ત થાય ?

વ૦ : સંસારકલેશોની નિવૃત્તિ અર્થે જ્ઞાન આવશ્યક છે. એ વાત ખરી. પણ એવું જ્ઞાન તેને ભક્તિમાંથી પ્રાપ્ત થઈ શકે છે. માટે જ્ઞાનના અભાવમાં પણ પૂજામાં તથા તે નિમિત્તે ઉત્સવાદિમાં ચિત્તને પરોવવું, એ જ પુષ્ટિમાર્ગી માટે ઉપાય છે. આવી ક્રિયાત્મક ભક્તિમાંથી આવશ્યક જ્ઞાનનો ઉદય થઈ, સંસાર દુઃખની નિવૃત્તિ થશે.

ઉ૦ : અને કોઇ પુષ્ટિમાર્ગીય ભક્ત એવો હોય જેને જ્ઞાન પ્રત્યે વધારે રુચિ હોય તો ?

વ૦ : તેવા પુષ્ટિમાર્ગી જીવે શ્રી ભાગવતનું સેવન કરવું.

ઉ૦ : કોઇને ક્રિયા તરફ વધારે રુચિ થાય છે તો કોઇને જ્ઞાન તરફ, એમ શા માટે રુચિભેદ થતો હશે ?

વ૦ : પુષ્ટિ માર્ગમાં પ્રભુનો અનુગ્રહ એ જ નિયામક હોય છે. પ્રભુ જે ભક્ત પાસે ક્રિયાત્મક સેવા માગે છે તેની પાસે તેવી સેવા કરાવે છે અને જેની પાસે જ્ઞાનાત્મક સેવા માગે છે તેની પાસે તેવી સેવા કરાવે છે.

ઉ૦ : આ ભિન્ન ભિન્ન પ્રકારના ભક્તોને જે જે ફળની પ્રાપ્તિ થતી હશે તેમાં પણ ભેદ તો હશે ને ?

વ૦ : પહેલા પ્રકારના ભક્તોને વૈકુંઠમાં નિત્ય વાસ કરવાને અલૌકિક દેહની પ્રાપ્તિ થાય છે. જ્યારે જ્ઞાનવિષ્ટ ભક્તોને સાયુજ્યની પ્રાપ્તિ થાય છે. આત્માની આ દશાઓ, એ પણ મોક્ષના પ્રકારો ગણાય છે.

ઉ૦ : ત્યારે જ્ઞાન વડે મોક્ષ મળે છે, તેનો પ્રકાર કેવો હશે?

વ૦ : જ્ઞાની ભગવાનના સચ્ચિદાનંદ સ્વરૂપ પૈકી સત્ તત્ત્વમાં ચિત્ અને આનંદનો લય કરી, કેવળ સત્‌માં જ પોતાના આત્માને લીન કરે છે. આ ભાવ ચૈતન્યનો નિવૃત્તિ પ્રધાન ભાવ છે, આત્માની શાન્તરસની એ નિર્ગુણ સ્થિતિ છે. તેને બ્રહ્મનિર્વાણની સ્થિતિ એવું પણ નામ આપવામાં આવે છે.

ઉ૦ : ત્યારે જ્ઞાનની અપેક્ષાએ ભક્તિની સ્થિતિ કેવી ગણવામાં આવે છે?

વ૦ : ભક્તિ માર્ગને જ્ઞાન માર્ગથી અધિક ગણવામાં આવે છે, 'બાલબોધ'માં જણાવ્યા પ્રમાણે સાંખ્ય અને યોગ વડે પોતાના આત્મબળથી આવી બ્રહ્મનિર્વાણની સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે. પણ તેની અંતિમ અવસ્થામાં પણ સત્ તત્ત્વનું અસ્તિત્વ હોવાથી પ્રલય પછી જ્યારે બ્રહ્માંડની ક્રિયા પાછી શરૂ થાય છે, ત્યારે આવા બ્રહ્મભૂત થએલા જીવોનો સૃષ્ટિમાં પુનર્જન્મ થાય છે. જ્યારે ભક્તિની પરાકાષ્ટા પ્રાપ્ત થઈ શકે તો ભક્તનો અલૌકિક નિત્ય લીલામાં પ્રવેશ થાય છે, ને તેવા જીવને સૃષ્ટિક્રમ સાથે અહીં આવવા પણ નથી હોતું. માટે ભક્તિમાર્ગને જ્ઞાન માર્ગ કરતાં અધિક ગણેલો છે.

ઉ૦ : પણ એવો જીવ હોય જેમાં ભક્તિનો સમૂળો અભાવ હોય તો તેની શી ગતિ થાય?

વ૦ : ગંગાના કિનારા પર વાસ કરવા છતાં જો તેનામાં ભક્તિનો અભાવ હોય તો પોતાના દુષ્ટ કર્મોને લીધે તે સ્થાનેથી તે પતિત થાય છે અને તેની દુર્ગતિ થાય છે.

ઉ૦ : ત્યારે આ ગ્રંથમાં કૃષ્ણ તત્ત્વનો સવિશેષ વિચાર કરેલો

હોવાથી અને આવા વિચારો શાસ્ત્ર સિદ્ધ હોવાથી આ ગ્રંથનું નામ સિદ્ધાંત મુક્તાવલી એવું આપવામાં આવ્યું, એમ ફલિત થાય છે.

૫૦ : હા, શ્રી મહાપ્રભુજી કહે છે કે આ ગ્રન્થમાં શાસ્ત્ર સર્વસ્વનું ગુપ્ત જ્ઞાન આપવામાં આવ્યું છે, તે બધાં જ શાસ્ત્રોના સાર રૂપ છે. જો એનું ધારણ કરવામાં આવે તો જીવમાંથી સર્વ સંશયો ટળી જાય. માટે કૃષ્ણ સેવા એ આત્માનો સર્વોત્કૃષ્ટ પુરુષાર્થ છે. માટે જીવે બ્રહ્મનાં ત્રણ સ્વરૂપો બરાબર સમજી પોતાના આત્માનો પ્રભુ સાથે શો સંબંધ છે તેનો વિચાર કરી સેવા માર્ગ પ્રત્યે વળવું. પણ પોતાના આત્માના સ્વરૂપનું બરાબર ભાન થવા માટે જીવોના ભેદો જાણવાની જરૂર છે. જ્યાં લગી જીવને પોતાના આત્મ સ્વરૂપનું બૌદ્ધિક જ્ઞાન ન થાય ત્યાં લગી તેને પોતાનો સ્વધર્મ શું છે એ સમજાતું નથી. માટે શ્રીમહાપ્રભુજીએ 'પુષ્ટિપ્રવાહ-મર્યાદા' નામનો ત્રીજો ગ્રન્થ લખ્યો છે. તે સમજાયાથી પુષ્ટિ જીવનું લક્ષણ ને ગુણની પ્રતીતિ થાય છે ને પછી પોતાનો શો સ્વધર્મ છે તેનું ભાન થાય છે. આવું આત્મજ્ઞાન થએથી તે કૃષ્ણસેવામાં વધારે ભાવ ને ભક્તિથી પોતાના મનને લગાડી શકે છે એ ગ્રન્થ માટે હવે આપણે વિચાર કરીશું.

: ૪ :

# પુષ્ટિપ્રવાહમર્યાદા

ઉ૦ : પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદા આ શબ્દો શાસ્ત્રમાં વપરાતા શબ્દોથી કાંઈ જુદા પ્રકારના લાગે છે તેનો કાંઈ વિશેષ અર્થ છે કે અહીં તેનો રૂઢ સામાન્ય પ્રયોગ કરવામાં આવ્યો છે ?

વ૦ : પુષ્ટિ માર્ગની વિચારણાના આ પારિભાષિક શબ્દો છે અને તે તેના વિશેષ અર્થમાં વપરાયા છે.

ઉ૦ : તે શા અર્થમાં વપરાયા છે ? સૃષ્ટિ સાથે તેનો શો સંબંધ છે ?

વ૦ : જીવની ત્રણ પ્રકારની સૃષ્ટિ માનેલી છે--પુષ્ટિ સૃષ્ટિ, પ્રવાહ સૃષ્ટિ અને મર્યાદા સૃષ્ટિ. પ્રત્યેક સૃષ્ટિના જીવો તે તે સૃષ્ટિના જીવો કહેવાય છે.

ઉ૦ : આવા જીવોમાં કાંઈ તારતમ્ય હશે ?

વ૦ : હા. જીવ, દેહ, ક્રિયા, પ્રવાહ ને ફળ એમ પાંચ રીતે દરેક સૃષ્ટિના જીવનો નિરનિરાળો વિચાર થઈ શકે.

ઉ૦ : આવા ભેદવાળા જીવો માટે ઉત્ક્રાન્તિના માર્ગો પણ જુદા જ કલ્પેલા હશે, નહિ વારુ ?

વ૦ : હા, તે માટે જુદા જુદા માર્ગો નિર્ણિત કરેલા છે. રૂઢ ભાષામાં કહીએ તો પુષ્ટિ માર્ગ એ ભક્તિમાર્ગની જગાએ, પ્રવાહ માર્ગ એ કર્મમાર્ગની જગાએ ને મર્યાદા માર્ગ એ જ્ઞાન માર્ગની જગાએ છે, એમ કહીએ તો ચાલે.

ઉ૦ : આ માટે શાસ્ત્રનું કંઇ પ્રમાણ હશે જ. શાસ્ત્રના ટેકા વિના આવી નવી વિચારણાનો શી રીતે સ્વીકાર થઈ શકે ?

વ૦ : જો ઉંડા ઉતરી જોવામાં આવે તો જીવોના મૂળ ભેદો દીવા જેવા સ્પષ્ટ લાગે છે ને શાસ્ત્રનો તેને પૂરેપૂરો ટેકો છે.

ઉ૦ : તો જુના શબ્દોને બદલે નવી શબ્દ યોજના કરવાની શી જરુર ?

વ૦ : ઉપર ઉપરથી પુષ્ટિ માર્ગ પ્રમાણેની વિચાર સંકલના જુની પ્રસિદ્ધ પદ્ધતિઓ જેવી લાગે છે પણ તત્ત્વતઃ તેનો વિચાર કરતાં તેમાં ઘણું તારતમ્ય જણાય છે. આ રહસ્ય ભેદ જાણ્યા વિના પુષ્ટિ માર્ગની ખૂબીઓ સમજવી મુશ્કેલ છે. શ્રીમહાપ્રભુજી કહે છે કે ભક્તિ માર્ગ એ જ્ઞાન માર્ગ અને કર્મ માર્ગથી જુદો છે. માટે તેને પુષ્ટિ એવું નામ આપવામાં આવ્યું છે. (પુષ્ટિ=અનુગ્રહ) પુષ્ટિ માર્ગ એટલે પ્રભુનો અનુગ્રહ માર્ગ. આ માર્ગમાં સાધકનાં સાધનો ઉપર મુખ્યત્વે આધાર રાખવામાં આવતો નથી પણ પ્રભુના અનુગ્રહ ઉપર તેની સિદ્ધિનો આધાર રાખવામાં આવેલો છે. પણ આ વિષયમાં આપણે જરા ઉંડા ઉતરીએ તે પહેલાં આપણે પ્રવાહ અને મર્યાદાના માર્ગો કેવા જુદા છે એ સમજવું જરૂરનું છે. જો પ્રવાહ સૃષ્ટિ અને મર્યાદા સૃષ્ટિ એ જુદી છે એમ સાબિત થાય તો પછી આપણને એટલું જ જોવાનું રહે કે ભક્તિનો એ ઉભયમાં સમાવેશ થઈ શકે કે પછી તે પણ એક અલગ સૃષ્ટિ છે.

ઉ૦ : તો પ્રવાહ ને મર્યાદા સૃષ્ટિ માટેનું પ્રમાણ ?

વ૦ : ગીતાજીમાં '**द्वौ भूतसर्गौ**'...શ્લોક દ્વારા સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે આ સૃષ્ટિમાં બે જાતના ભૂતસર્ગો છે—ક્ષર અને અક્ષર. જે ક્ષરના નામથી ઓળખાય છે તે જ પ્રવાહી સૃષ્ટિ અને અક્ષર સૃષ્ટિ તે મર્યાદા સૃષ્ટિ.

ઉ૦ : તેનાં લક્ષણ ?

વ૦ : ક્ષર સૃષ્ટિ નાશવંત છે એટલે જન્મ ને મરણના સતત પ્રવાહમાં તે સરતી જાય છે. એટલે એવી સૃષ્ટિના જીવો પ્રવાહી કહેવાય છે. આ સૃષ્ટિ મનોસૃષ્ટિનું પરિણામ છે. તેની ઉત્પત્તિ ભગવાનના મનતત્ત્વ વડે થએલી છે એટલે તેનાં ગુણ લક્ષણ મનને સમરૂપ છે.

ઉ૦ : તો મર્યાદા નામથી ઓળખાય છે તે સૃષ્ટિનાં ગુણ લક્ષણ કેવાં હશે ? તેની ઉત્પત્તિ શી રીતે થાય છે ?

વ૦ : આ સૃષ્ટિને વેદ સૃષ્ટિ કહેલી છે, તે ભગવાનની વાણી વડે થએલી છે. વાણી એ વિચાર–બુદ્ધિ તત્ત્વનું પરિણામ છે. એટલે તે ભગવાનના બુદ્ધિ તત્ત્વમાંથી થએલી છે. વાણી એ અગ્નિ સ્વરૂપ છે. આ સૃષ્ટિ વેદશાસ્ત્રની મર્યાદા પર રચાએલી છે અને તે બુદ્ધિથી ઉત્પન્ન થએલી હોવાથી જ્ઞાનાવિષ્ટ છે માટે તેને મર્યાદા સૃષ્ટિ એવું નામ આપેલું છે. આથી "**द्वौ भूतसर्गौ**" એટલે ક્ષર અને અક્ષર યા તો પુષ્ટિ માર્ગની ભાષામાં પ્રવાહી અને મર્યાદા સૃષ્ટિની હયાતી ગીતાજીથી પ્રતિપાદિત છે.

ઉ૦ : તો પુષ્ટિસૃષ્ટિ માટે પણ ગીતાજીમાં આધાર હશે જ.

વ૦ : હા, છે જ. ભગવાન્ શ્રી કૃષ્ણે '**या मद्भक्तः**' શબ્દો વાપરી ભક્તિની વિશેષતા દર્શાવી છે જ. આમ ભક્તિનો ઉત્કર્ષ સર્વથી સવિશેષ બતાવવાથી તેવી સૃષ્ટિના જીવોને પુષ્ટિસૃષ્ટિ કહેવામાં આવે છે.

ઉ૦ : આવી પુષ્ટિ સૃષ્ટિમાં બધા જીવોનો સમાવેશ ન થઈ શકે ?

વ૦ : ના. એમાં બધા જીવોનો સમાવેશ થઈ જતો નથી. જો એમ હોય તો પ્રવાહસૃષ્ટિ ને વેદસૃષ્ટિમાં મર્યાદા સૃષ્ટિની ભિન્નતા શાસ્ત્રમાં ન બતાવી હોત. કારણ કે ભગવાન્ સ્પષ્ટ કહે છે કે "યદા યસ્ય" તેમજ 'નાહં વેદૈઃ' એવું કહી ભક્તિ સૃષ્ટિને વેદ સૃષ્ટિથી જુદી પાડે છે.

ઉ૦ : પણ હું ભૂલતો ન હોઉં તો કેટલાક એવું પણ કહે છે કે પ્રવાહ અને જ્ઞાન : એ બે ભક્તિનાં અંગો છે.

વ૦ : એ ખરું. પણ સૂત્રકાર એ સૃષ્ટિ ને વૈદિક સૃષ્ટિ નિરનિરાળી વર્ણવે છે, એટલે તેની ભિન્નતા આપણે સ્વીકારવી જોઈએ. પુષ્ટિમાર્ગમાં આ જ તેની વિશેષતા છે.

ઉ૦ : ત્યારે તો શ્રુતિ પ્રમાણે જીવની, દેહની, અને કૃતિની ભિન્નતા એ નિત્ય છે, એમ જ ને ?

વ૦ : હા. એમ જ.

ઉ૦ : અને તેથી પુષ્ટિ માર્ગમાં તે બન્નેનો નિષેધ કરેલો છે, એમજ ને ?

વ૦ : હા, એમ જ.

ઉ૦ ! આવી ભિન્ન સૃષ્ટિઓની રચનામાં સર્જનનો શો હેતુ હશે તેનું નિરૂપણ કરશો ?

વ૦ : આવા ભેદો સ્વરૂપ અને ક્રિયાના ભેદો ઉપર રચાએલા છે. દાખલા તરીકે સમગ્રપણે વિચારતાં મનુષ્ય એ એક ચેતન પ્રાણી છે. છતાં તેના સ્વરૂપ અને ક્રિયાનો વિચાર કરતાં આપણે તેનાં દેહ, બુદ્ધિ અને મનને પ્રત્યેક રીતે જુદા જુદા અંગ તરીકે તેમ જ તે પ્રત્યેકનાં સ્વરૂપત્વ, જ્ઞાનત્વ અને ક્રિયાત્વના જુદાં જુદાં લક્ષણો સ્વીકારીએ છીએ. તેવી જ રીતે વિરાટ પ્રભુ જ્યારે 'હું એકનો અનેક થાઉં' એવી સ્વયં ઈચ્છા કરે છે ત્યારે પોતાના નીજ અંગ, બુદ્ધિ ને મનના ભેદ પ્રકાશન કરતી સૂક્ષ્મ ભિન્ન ભિન્ન સૃષ્ટિઓ આવિર્ભાવ પામે છે. આ ભેદ નીજની મૂળ ઈચ્છાભેદને આભારી છે, અને તેથી તે નિત્ય છે. પુષ્ટિ સૃષ્ટિ એ પોતાના નિજ અંગમાંથી ઉદ્ભવી છે, માટે એ સેવા સૃષ્ટિ કહેવાય છે. આ સૃષ્ટિનું મુખ્ય કાર્ય ભગવાનની સેવા કરવાનું છે. એટલે તે ભગવાનની ભક્ત સૃષ્ટિ છે. આ સૃષ્ટિ અને વૈદિક સૃષ્ટિ એ ઉભય સૃષ્ટિ મોક્ષ પામવાને પાત્ર છે માટે જ તેને બાદ કરતાં ભગવાન્ પ્રવાહી સૃષ્ટિ માટે કહે છે કે "**तानहं द्विषतो**" લૌકિક ભાષામાં ભગવાન્ જેનો દ્વેષ કરે છે અર્થાત્ જે ભગવાનથી વિમુખ છે એવી સૃષ્ટિ તે જ પ્રવાહી સૃષ્ટિ.

ઉ૦ : ત્યારે પુષ્ટિ જીવોનું મુખ્ય કાર્ય તો ભગવાનની સેવા કરવી એ જ હોય ને ?

વ૦ : આ સૃષ્ટિ ભગવાનના શ્રી અંગમાંથી–કાયામાંથી થએલી હોવાથી તેની આસક્તિ ભગવાનના સાકાર રૂપ પ્રત્યે વિશેષ હોય છે.

ઉ૦ : પુષ્ટિ સૃષ્ટિના જીવોમાં પણ તારતમ્ય હશે કે બધા એક જ સરખી કોટિના હશે ?

વ૦ : સ્વરૂપ, અવતાર, લિંગ. કે ગુણના ભેદોવડે આવા ભેદો નથી એ ખરું પણ કોઇ જીવ સ્વરૂપાસક્ત હોય છે કે કોઇ ગુણાસક્ત હોય છે તો કોઇ નરી ક્રિયાસક્ત હોય છે. આમ સ્વરૂપ, દેહ ને ક્રિયા પ્રત્યેની અભિરુચિની ભિન્નતાને લઇ જીવભેદ હોય છે પણ એ માં તાત્વિક ભેદ ગણવાનો નથી. ખરું જોતાં સેવાનું જે જે કાર્ય જેને માટે નિર્મિત હોય તેવું કાર્ય તે કરે છે.

ઉ૦ : પુષ્ટિજીવોના આવા ભેદો કેટલા હશે ?

વ૦ : મુખ્ય ચાર ભેદો છે. શુદ્ધ અને ત્રણ વિવિધ ભેદો જેવા કે પુષ્ટિપ્રવાહ, પુષ્ટિમર્યાદા અને પુષ્ટિપુષ્ટિ. આવા ભેદો સહેતુક છે. આવા ભેદો દ્વારા લીલાનો હેતુ સાધી શકાય નહિં. માટે રસ વૈચિત્ર્યના આત્માનુભવ અર્થે આ ભિન્ન સૃષ્ટિની હયાતિ છે એ ખ્યાલ બહાર ન જવું જોઇએ.

ઉ૦ : તે પ્રત્યેકનાં લક્ષણ કહેશો ? જેથી તેના ભેદ પ્રભેદોનો ખ્યાલ બરાબર આવી શકે.

વ૦ : પુષ્ટિપુષ્ટિ સૃષ્ટિના જીવો સર્વજ્ઞ હોય છે. તેઓમાં ભક્તિ પ્રધાન જ્ઞાન હોય છે. પુષ્ટિમર્યાદા સૃષ્ટિના જીવોમાં ગુણતો હોય છે. તેઓમાં જ્ઞાનપ્રધાન ભક્તિ હોય છે અને પુષ્ટિપ્રવાહ સૃષ્ટિના જીવો ક્રિયારત હોય છે. તેઓમાં પ્રેમ અને જ્ઞાનની અપેક્ષાએ પ્રભુનાં કાર્યો કરવા પ્રત્યેની અભિરુચિ વિશેષ હોય છે, જ્યારે શુદ્ધ પુષ્ટિજીવો સૌથી ઉત્કૃષ્ટ હોય છે. તેમનો પ્રેમ ફક્ત વૃન્દાવનની ગોપીઓમાં પ્રદર્શિત થએલો માટે તેમનો સમાવેશ શુદ્ધપુષ્ટિમાં કરવામાં આવે છે તેઓજ પુષ્ટિસૃષ્ટિ જીવોના ગુરુ સ્થાને છે.

ઉ૦ : તો જીવોના ગુણભેદને લીધે ફલમાં પણ ભેદ હશેજ.

વ૦ : હાસ્તો, જો કે હરિ એજ સર્વ પુષ્ટિજીવોનું ફળ છે: છતાં

સર્જનમાં ગુણ અને સ્વરૂપના ભેદ વડે જે ભેદ આવિર્ભાવ પામે તે પ્રમાણે ફળમાં પણ ભેદ હોય જ.

ઉ૦ : આવા પુષ્ટિજીવો ભગવાનમાં આસક્ત હોય છે. તે તો મારાથી સમજાયું. આવા જીવોનું નિત્યલીલામાં સહચારિત્વ હોય છે. એ પણ સમજાયું એટલે તેઓ પૈકી કોઇ પણ જીવ સૃષ્ટિમાં પુનર્જન્મ પામતો નથી, એમજ સમજવાનું ને ?

વ૦ : ના, આવા આસક્ત જીવો પૈકી કોઇ કોઇ જીવો અહંકારને લીધે કે કાંઇ અન્ય કારણોથી ભગવાનની ઇચ્છાવડે શાપને પાત્ર થાય છે. અને ભગવાનની પ્રેરણાથી તેમને શાપ આપવામાં આવે છે. આવા શાપિત જીવો આ દુનિયામાં અવતરે છે, પણ તેમના અવતરણનો હેતુ સ્વમાર્ગની સ્થાપના અર્થે હોય છે. આવા જીવો પાખંડપણાને પામતા નથી, તેમજ તેઓ રોગાદિ ઉપદ્રવોથી પીડાતા નથી. પણ મહાનુભાવો તરીકે આ જગતમાં પ્રસિદ્ધ થાય છે. અને ઘણું કરીને જગતની શુદ્ધિના કારણરૂપ બને છે; ભગવાનકૃત ભેદે સૃષ્ટિની ભિન્નતાથી પ્રેરાઇ તેઓ અહિ ભગવાનને ભજે છે; તેઓ વેદ અને લોકોનો વ્યવહાર કપટભાવે જ કરે છે. એટલે તેઓ તેમાં કશી પણ આસક્તિ રાખતા નથી. તેમનામાં વૈષ્ણવીભાવ સહજ હોય છે. આ ભાવથી વિરુદ્ધ હોય તેને તેઓ વિપરીત તરીકે લેખે છે અને તેનો ત્યાગ કરે છે.

ઉ૦ : આપે પુષ્ટિસૃષ્ટિના ચાર ભેદ બતાવ્યા અને તેનાથી એવી પ્રવાહી અને વૈદિક સૃષ્ટિના અસ્તિત્વની વાત કરી. આપે એમ પણ કહ્યું કે વૈદિક એટલે મર્યાદા સૃષ્ટિ મોક્ષને માટે હોય છે ને તે જ્ઞાનાવિષ્ટ હોય છે તો હવે બાકી રહી પ્રવાહી સૃષ્ટિ. આ સૃષ્ટિના ગુણ લક્ષણ વિષે પણ જરા વિસ્તાર કરો, એમ હું ઇચ્છું છું.

વ૦ : હું પ્રવાહી સૃષ્ટિ વિષે કહું તે પહેલાં એક સંબંધિની જીવોની પણ અસ્થિર સૃષ્ટિ છે તે વિષે પ્રથમ બે શબ્દો કહી દઉં.

આ સંબંધિની જીવોનું લક્ષણ તેના નામ ઉપરથી જણાય તેવું છે. નીચે વહેતા પ્રવાહી જીવો પૈકીના એ જીવો છે. તેમને શાસ્ત્રમાં ચર્ષણી જીવો તરીકે પણ ઓળખવામાં આવે છે. આ જીવો એવા હોય છે કે જે જે માર્ગ સાથે તેમનો સંબંધ થાય તેમાં તેમના ચિત્તનું આકર્ષણ થાય છે. પણ આવું આકર્ષણ ટકાવદાર હોતું નથી. જેમ વ્યભિચારી સ્ત્રી પોતાની વિષયવાસના સંતોષવા એકથી બીજે ઠેકાણે ભટક્યા કરે તેવી રીતે આવા જીવો એક માર્ગ મૂકી બીજામાં અને બીજો મૂકી ત્રીજામાં, એમ નિરંતર માર્ગો બદલ્યા કરે છે, પણ કશામાં પણ સ્થિર થતા નથી. માટે તેમને સંબંધિની જીવો એવું નામ આપ્યું છે. આવા જીવોને ફળ તેમની ક્રિયા પ્રમાણે મળે છે. જેવું જેનું કર્મ તેવું તેનું ફળ, એ ન્યાયે તેમની કર્મગતિ હોય છે.

ઉ૦ : અને આ સિવાયના પ્રવાહી જીવો રહ્યા તેમનું શું થાય છે ?

વ૦ : આવા પ્રવાહી જીવો પણ બે પ્રકારના હોય છે. દુર્જ્ઞ અને અજ્ઞ. આ બધા જીવોની ગણતરી આસુરી તરીકે કરવામાં આવે છે. આ બધા જીવો પ્રવૃત્તિ જીવો કહેવાય છે.

ઉ૦ : ઉપરોક્ત બે પ્રકારના જીવોમાં શો ભેદ હોય છે ?

વ૦ : દુર્જ્ઞ જીવો ભગવાન વડે જ નિર્માએલા હોય છે અને તેઓ અંત પર્યંત આસુરીજ રહે છે. જ્યારે અજ્ઞો દુર્જ્ઞોના સંગથી આસુરી થએલા હોય છે એટલે જો કોઈ સત્સંગને લીધે તેમનું અજ્ઞાન દૂર થાય તો તેઓ ઉપલા બે માર્ગોમાં આવવાને પાત્ર થાય છે.

ઉ૦ : ત્યારે દુર્જ્ઞોની શી અંતિમ અવસ્થા થતી હશે ?

વ૦ : તેઓ સૃષ્ટિના પ્રલયકાળે અંધતમમાં પ્રવેશ કરી તામસ પ્રકારની મુક્તિ પામે છે. અને પ્રલયકાળના અંતે સૃષ્ટિના પુનઃક્રમમાં પાછા પૃથ્વી ઉપર અવતરે છે.

ઉ૦ : મને હવે એક જ શંકા થાય છે, અને તે આ છેઃ પ્રવાહ

સૃષ્ટિમાં પુષ્ટિજીવો જન્મતા નહિ હોય! એવા જીવો ત્યાં જન્મે તો તેમનું શું થાય ?

૪૦ : પુષ્ટિજીવો પ્રવાહ સૃષ્ટિમાં દેખા દે છે. પણ તેવા જીવો પ્રવાહ સાથે ભળતા નથી. કર્મના સંસ્કાર બળે તેમનું પ્રવાહમાં જન્મવું થાય છે. અને તેથી આસુરી કુટુંબમાં તેઓ દેખા દે છે. પણ પ્રવાહમાં ન ભળતાં તે પુષ્ટિમાર્ગે એટલે ભક્તિમાર્ગે વળે છે, અને જીવનની કૃતકૃત્યતા કરે છે. પ્રભુજ તેવા જીવોને પોતાના અનુગ્રહ વડે બચાવી લે છે.



: ૪ :

# શ્રીસિદ્ધાંતરહસ્ય

ઉ૦ : પહેલા ગ્રંથમાં વિષ્ણુભક્તિ દ્વારા મોક્ષનો માર્ગ બતાવવામાં આવ્યો. પછી આવા પ્રકારના મોક્ષ કરતાં પણ કૃષ્ણસેવા વધારે ઉંચી છે, એવું સારભૂત તત્ત્વ 'સિદ્ધાંતમુક્તાવલી'માં જણાવવામાં આવ્યું. આમ છતાં, બધા જીવોની આવા સેવામાર્ગ પ્રત્યે રુચિ થતી નથી તેમાં ભગવાનની મૂલ ઇચ્છાજ કારણભૂત છે એ દર્શાવવા પુષ્ટિપ્રવાહ અને મર્યાદા સૃષ્ટિના ભેદો વર્ણવ્યા અને મૂળ પુષ્ટિજીવ હશે તેજ આવા ભક્તિમાર્ગ પ્રત્યે વળશે એમ સૂચવ્યું. પણ આવા માર્ગમાં ગતિ કરવાને શ્રીમહાપ્રભુજીએ સેવાની કયી જાતની પ્રણાલિકાની સ્થાપના કરેલી છે, એ હવે જાણવાનું રહે છે.

વ૦ : તમે બરાબર કહ્યું. તમે સૂચવી એવી પ્રાણાલિકાનો વિચાર કરતા પહેલાં પુષ્ટિમાર્ગની સંસ્કારવિધિ જાણવાની ખાસ જરૂર છે. એવી સંસ્કારવિધિ 'સિદ્ધાંતરહસ્ય' નામના ગ્રંથમાં જણાવવામાં આવી છે. તેનું રહસ્ય જાણ્યા વિના અને એવો વિધિ ગ્રહણ કરી વૈષ્ણવીપણારૂપી દ્વિજત્વ પ્રાપ્ત કર્યા વિના સેવાનો અધિકારજ મળતો નથી. માટે તે જાણવું પ્રથમ જરૂરનું છે.

ઉ૦ : શ્રી. મહાપ્રભુજીએ 'સિદ્ધાંત મુક્તાવાલિ'માં કૃષ્ણસેવા એ સિદ્ધાંતના સારરૂપ કહેલી. તો પછી આ ગ્રંથની જરૂર શા માટે ?

વ૦ : આ ગ્રંથનું મૂલ્ય તો અસાધારણ છે. પહેલા ત્રણ ગ્રંથો એ તો મહાપ્રભુજીના તત્ત્વ વિચારનું ફળ છે. પણ આમાં તો સ્વયં પ્રભુની વાણીનો નિર્દેશ છે. એટલે તેની અલૈકિકતા પારાવાર છે. શ્રી ઠાકોરજીએ મહાપ્રભુને દર્શન આપી ઉતારેલી છે, એટલે તેનું પ્રામાણ્ય શાસ્ત્ર કરતાં ઘણું વધારે છે.

ઉ૦ : આવો મેલાપ ક્યાં, ક્યારે થએલો ? અને તેમાંથી શું ફલિત થાય છે તે બધુંજ મને કૃપા કરીને સવિસ્તર કહો.

વ૦ : શ્રાવણ મહિનાના શુકલપક્ષની અગીઆરશના દિને, મધ્યરાત્રિએ મહાપ્રભુજી જીવકલ્યાણની દૈવી ચિન્તામાં નિમગ્ન બન્યા હતા; તેમના હૃદયમાં એક ભારે મન્થન ચાલી રહ્યું હતું. જીવને કૃષ્ણસેવા એ પરમ સ્વધર્મ છે એ વાત ખરી પણ તે સિદ્ધ શી રીતે કરી શકાય ? પોતે સ્વાનુભવથી જોયું હતું કે કર્મના, જ્ઞાનના, અને ભક્તિના માર્ગ સુદ્ધાં કાળબળથી અશુદ્ધ થઇ ગયા હતા; અને જીવ તો સ્વભાવથી દુષ્ટ છે. એટલે જ્યાં દેશ, કામ, કર્મ, દ્રવ્ય, કર્તા અને મંત્ર બધું જ અશુદ્ધ હોય ને જીવ સ્વભાવતઃ દુષ્ટ હોય, ત્યાં પ્રભુ સાથે સંબંધ કેવી રીતે થઇ શકે ? આ ચિન્તાના નિવારણ અર્થે પ્રભુ પોતે સાક્ષાત્ પ્રકટ થયા અને તેમણે મહાપ્રભુજીને આત્મસમર્પણના મંત્રનું દાન કર્યું અને કહ્યું કે આ મંત્રવડે આત્મસમર્પણ કરવાથી જીવના સર્વ પ્રકારના દોષો નિવૃત્ત થશે. માટે પુષ્ટિ માર્ગમાં આવનાર જીવને આવું આત્મનિવેદન કરાવી મારી સેવામાં નિયુક્ત કરવો, જેથી તે મારા વરણને યોગ્ય થઇ મને પામશે.

ઉ૦ : ત્યારે શ્રી આચાર્યજીએ સદહું મંત્રને 'શ્રી સિદ્ધાંત રહસ્ય'માં પ્રકટ કર્યો હશે,

વ૦ : ના, એ મંત્ર ૮૪ અક્ષરનો છે. તે ગુપ્ત અને રહસ્યયુક્ત છે. જો કે હવે તો તે પુસ્તકોમાં પ્રસિદ્ધ થઇ ગયો છે કારણકે વિધર્મીઓ તેનો અનર્થ કરી તે વિષે ગેરસમજ ફેલાવતા હતા. પરંતુ પ્રણાલિકા એવી છે કે તે મંત્રનું શ્રવણ તથા તેનો જપ અપરસમાં જ થઇ શકે છે, એટલે જીવની પવિત્ર સ્થિતિમાં તેનું ઉચ્ચારણ કરવામાં આવે છે. આમ તે મંત્રના શબ્દોને કેવળ મોઢેથી શ્રવણ કરી તેનું ચિન્તન કરવાનો વિધિ છે. આ મંત્રની દાનવિધિને મહાપ્રભુ ઉપરોક્ત ગ્રંથમાં બ્રહ્મસંબંધકરણનો વિધિ એવું નામ આપે છે.

ઉ૦ : આવું દાન કોનાદ્વારા થાય છે ? અને તેનું શું ફળ પ્રાપ્ત થાય છે ?

વ૦ : આપણા ગુરુવર્ય શ્રીમહાપ્રભુજી દ્વારાજ આ બ્રહ્મસંબંધનો

વિધિ થાય છે. આપશ્રીની અનવતાર દશામાં તેમના વંશના કોઇ ગોસ્વામી બાળકદ્વારા તેનું દાન કરવાનો વિધિ પ્રચલિત છે. પણ તેમાં દાન તો શ્રીમહાપ્રભુજી દ્વારા જ થાય છે એવું ભાવનાથી માનવામાં આવે છે, અને ગોસ્વામી કેવળ ગુરુદ્વાર તરીકે જ વર્તે છે. આ વિધિથી જીવને વૈષ્ણવી દ્વિજત્વ પ્રાપ્ત થાય છે અને તે કૃષ્ણની સેવા કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે.

ઉ૦ : એ દોષો કેવા પ્રકારના હોય છે? શું બ્રહ્મસંબંધ કરવાની સાથે જ એ દોષો નિર્મૂલ થાય છે? જો એમ હોય તો વ્યવહારમાં એવું કાંઇ કેમ દેખાતું નથી?

વ૦ : દેહસંબંધી અને જીવસંબંધી બધા જ દોષો નિવૃત્ત થાય છે. બ્રહ્મસંબંધની આપણી સ્થૂલક્રિયા એ તો એક માત્ર સંસ્કાર છે. મહાપ્રભુજી ભૂતળ ઉપર હતા ત્યારે તો પોતાના જ પ્રભાવથી બ્રહ્મ સાથેના જીવના મૂળ સંબંધની તેને સ્ફૂર્તિ થતી અને તેવા પ્રકારના ભક્તિભાવનો તેનામાં ઉદય થતો. પણ હાલ અનવતાર દશામાં બ્રહ્મ-સંબંધ કરણ અને સુબોધિની દ્વારા દોષનિવારણ પૂર્ણપણે થઇ શકે છે. જેમ વ્યવહારમાં પ્રથમ તો વાગ્દાન કરવામાં આવે છે. પછીથી જો અન્યોન્યનો સંબંધ ટકી રહે તો લગ્નમાં તે પરિપાક થાય છે, તેમ જ્યારે જીવ બ્રહ્મસંબંધ પછી સેવા, તથા નામસ્મરણદ્વારા વરણ માટેની પાત્રતા સિદ્ધ કરે એટલે શુદ્ધિકરણની જે ક્રિયા બ્રહ્મસંબંધ સાથે શરુ થએલી તે પૂરી થાય છે ત્યારે જીવ નિરોધ દશાને લાયક બને છે. ખરૂં જોતાં આ એક યૌગિક ક્રિયા માત્ર છે.

ઉ૦ : જો આપ આને યૌગિકક્રિયા જેવું ગણતા હો તો શા માટે પ્રચલિત યોગોનો આશ્રય લેવામાં આવતો નથી?

વ૦ : તમે જોઇ શકશો કે ભક્તિનો આ એક અપૂર્વ યોગ છે. આવી જ યોગવિધિ શ્રી અરવિન્દ ઘોષ તેમના 'પૂર્ણયોગમાં સ્વીકારે છે. તે સાથે આને સરખાવી જોશો તો આ ઝીણવટ તરત સમજાશે.

તેને એ પૂર્ણયોગની વિધિ કહે છે. તેમાં ભગવાનની શક્તિ સાથે જીવનો સીધો સંબંધ બાંધી, ને શક્તિદ્વારા દેહ અને જીવની શુદ્ધિ સાધવાની તથા વિજ્ઞાનભૂમિની આત્મચેતના પ્રાપ્ત કરી, જીવનમાં પ્રભુનો આવિર્ભાવ કરવાની ભાવના છે. સાધારણ યોગમાં જીવ પોતાના આત્મબળ ઉપર આધાર રાખે છે. પોતાની શક્તિમાં જ તેને શ્રદ્ધા હોય છે. આમાં એથી જુદો પ્રકાર છે. આમાં ભગવાનના અનુગ્રહ ઉપર જીવ આધાર રાખે છે. તેના દોષોની નિવૃત્તિ કરી દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને ચિત્ત એ બધાંની શુદ્ધિ ભગવાન પોતે જ કરે છે. આમાં જીવની કૃતિ બહુ ઓછો ભાગ ભજવે છે. પરંતુ તેમાં જીવને પુરૂં નહિ તો અલ્પાંશે પણ ભજવાને કાર્યનું સ્વાતંત્ર્ય આપ્યું છે. જો એમ ન હોય તો આત્માના જે આનંદ માટે તેને અધિકારી ગણવામાં આવે છે તેવો રસ જ તે ભોગવી શકે નહિ. જીવની આ સ્વતંત્રતા કેવળ શરણભાવ દૃઢ કરવામાં ને આત્મસમર્પણ સિદ્ધ કરવામાં છે. અને તેમ કરતાં અનન્યભાવનું સેવન કરી અન્યાશ્રયનો અને અસમર્પિતનો ત્યાગ કરવાનો છે. આ ભાવો સેવા, જપ, કીર્તન, સત્સંગ, નિવેદનનું ચિંતવન વગેરેથી સિદ્ધ થાય છે. આ જીવસ્વાતંત્ર્યની સિદ્ધિ આખરે તો ભગવત્કૃત છે.

ઉ૦: આવા મુખ્ય દોષો કેટલા પ્રકારના ગણ્યા છે?

વ૦: વેદ અને સ્મૃતિમાં વર્ણવેલા સહજ, દેશ અને કાલને લગતા દોષો, તેમજ સંયોગથી અને સ્પર્શથી થતા દોષો. મતલબ કે જન્મને લીધે જે દોષો જીવમાં આવેલા હોય તે ગણવાના નથી. આમ ભક્તિમાર્ગમાં જીવ ગમે તેટલી હીન યોનિમાં જન્મ્યો હોય, ભલે તેનો એક ચંડાળ કુટુંબમાં જન્મ થયો હોય, છતાં જો તેને પ્રભુ પ્રત્યે પ્રેમ હોય તો તે આ માર્ગ માટે અધિકારી છે. અને બ્રહ્મ સાથે આત્મસંબંધ યુક્ત થવાને પાત્ર છે. આ ઉપરથી જોઈ સકાશે કે ભક્તે બ્રહ્મસંબંધ પછી હૃદયમાં એવો જ ભાવ સેવવાનો છે કે બ્રહ્મસંબંધ સાથે જ તેનામાંથી આ દોષો અદૃશ્ય થાય છે. શ્રીમતી ગીતાજીમાં

ભગવાને પોતે આજ્ઞા કરેલી છે કે કર્મના અટલ નિયમોને આધારે જીવ :પ્રારબ્ધકર્મને વશ હોય છે, પણ બ્રહ્મસંબંધ થએથી તેણે હવે એક નવો સંસ્કાર પ્રાપ્ત કર્યો છે અને પોતાના બળથી નહિ પણ બ્રહ્મ સાથેના સંબંધથી તેનાં પાછલાં સર્વ કુકર્મોનાં બળો નાશ પામવાને પાત્ર છે. અશુદ્ધ જીવનો બ્રહ્મ સાથેનો સંબંધ અશુદ્ધ જળનાં ઝરણાં ગંગાજીના જળ સાથે ભળે છે તેની બરાબર છે. ગંગાજીમાં ગટરનું ગંદુ પાણી ભળતાં ગંગાજીનું જળ દૂષિત થતું નથી પણ ભળેલું પાણી ગંગારૂપ પવિત્ર બને છે. તે પ્રમાણે દુષ્ટ જીવનો બ્રહ્મ સાથે સંબંધ થતાં તેની દુષ્ટતા નિવૃત્ત થઈ તે બ્રહ્મસમ શુદ્ધ અને પવિત્ર થાય છે. પરંતુ આવી સિદ્ધ દશા પ્રાપ્ત થતા પહેલાં આત્મનિવેદન લેવા તેણે જે વ્રત લીધું છે તે વ્રતને જીવનમાં ઉતારવા તેણે દીનભાવે સાચો પ્રયત્ન કરવો જોઇએ. એમ બને તો અહંતા અને મમતાનો નાશ થતાં બ્રહ્મ સાથે જીવનું દાસ્ય સિદ્ધ થાય છે.

ઉ૦ : ત્યારે આમાં જીવને પણ કંઇને કંઈ કરવાનું તો રહેશે જ.

વ૦ : અલબત્ત, જો એમ ન હોય તો જીવના પુરુષાર્થનો કશો અર્થ ન હોઈ શકે. પણ જીવ પોતાના રસ્તે શ્રદ્ધાથી નિશ્ચિતપણે પ્રભુના આશ્રય હેઠળ પોતાની ગતિ વધારી શકે એ માટે સેવા વગેરે કરવું એ એક ભક્તિયોગની સાધના માત્ર છે, એમ કહો તો પણ ખોટું નથી પણ સેવાનો ભાવ ઘણો સૂક્ષ્મ છે. શરુઆતમાં ભલે સેવા સાધનરૂપે હોય. પણ તે સિદ્ધ થતાં સેવા ફલરૂપ બને છે.

ઉ૦ : ઉપર ગણાવ્યા તે સિવાય અન્ય દોષો હશે ? અને જો હોય તો તે મટાડવાનો બીજો કોઈ રસ્તો હશે કે કેમ ?

વ૦ : બ્રહ્મસબંધ વિના સર્વ દોષોની નિવૃત્તિ બીજા કોઇ પણ પ્રકારે થતી નથી. ઉપર જણાવ્યા એવા પાંચ પ્રકારના દોષો જેનો કાબુ જીવને આધીન નથી. તેવા દોષોનું બ્રહ્મસંબંધની વિધિથી નિવારણ થયું. ત્યાર પછી નવા ઉત્પન્ન થયેલા કર્મોના દોષોના નિવારણ માટે કોઈ રસ્તો હોવો જોઇએ. જ્ઞાનમાર્ગની દૃષ્ટિએ કર્મના દોષો નિષ્કામના

તથા ફલાશાત્યાગથી નિવારી શકાય છે. જ્યારે ભક્તિમાર્ગની દૃષ્ટિએ તેવા દોષોના નિવારણ અર્થે ભક્તે અસમર્પિત વસ્તુ માત્રનો ત્યાગ કરવો એ જ મુખ્ય રસ્તો છે. આમાં બધાં જ કર્મોનો સમાવેશ કરવાનો છે. આવાં કર્મો દૈહિક કે બાહ્યિક હોય, કૌટુંબિક હોય કે સામાજિક હોય ગમે તે પ્રકારનાં કર્મો હોય. બધાં જ કર્મો પ્રભુને સમર્પણ કરવાં અને સમર્પણ કર્યા પછી તેના પ્રસાદરૂપે તે ભોગવવાં तेन त्यक्तेन भुञ्जीथाः । જો આવી રીતે કર્મો પ્રભુને સમર્પણ કરી ભોગવવામાં આવે તો તેવાં કર્મોનો દોષ લાગતો નથી. માટે જ અસમર્પિત વસ્તુના ત્યાગ ઉપર આ માર્ગમાં વિશેષ ભાર મૂકવામાં આવે છે.

ઉ૦ : પણ આવી રીતે સમર્પણ કરવાની વિધિમાં કાંઇ વિવેક રાખવો પડતો હશે ?

વ૦ : હાસ્તો, ગીતાજીમાં કહ્યું છે કે કોઇ પણ કર્મ જો સંકલ્પવાળું હોય તો દૂષિત બને છે. તેમ જ કોઈ પણ વસ્તુ જીવે પોતાના ઉપયોગમાં લીધી હોય તો તે અર્ધભુક્ત કહેવાય છે; પછી દેવને તેનું સમર્પણ ન થઇ શકે. આ વિષયની વિચારણામાં ત્રણ શબ્દોના અર્થ બરાબર જાણવા જેવા છે–સમર્પણ, નિવેદન અને દાન.

ઉ૦ : પ્રત્યેક શબ્દના અર્થની સ્પષ્ટતા કરશો ?

વ૦ : અત્યાર સુધી જીવે બધી વસ્તુ પોતાની માલકીની માનેલી છે, તેથી આત્મસમર્પણ કરતી વેળા દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ તથા તેના ધર્મો, સ્ત્રી, ઘર, પુત્ર, વિત્ત, ઐહિક તેમ જ પારલૌકિક જે કંઈ પોતાનું હોય તથા આત્મા સાથે બધું જ પ્રભુને સમર્પણ કરામાં આવે છે, આને સમર્પણ કહે છે. નિવેદનમાં વસ્તુ પ્રભુની છે, પણ પોતાના ઉપયોગ માટે લેવાની છે. જેમ કોઈ નોકર માલીકની પ્રથમ રજા લઈ તેનો ઉપયોગ કરે છે તેમ નિવેદનીએ કોઈ પણ વસ્તુનો ઉપયોગ કરતા પહેલાં તે વસ્તુ નિવેદિત કરી તેનો ઉપયોગ કરવો. દાન શબ્દમાં સ્વતંત્ર માલીકીનો ભાવ છે. એટલે

એક વખતે બક્ષિસ તરીકે આપી દીધા પછી તે ફરીથી ગ્રહણ થઇ શકે નહિ. તેમ કરવામાં દોષ લાગે છે. માટે અન્ય દેવોને નૈવેદ્ય ધરાવવામાં આવેલું હોય, અગર શિવ આગળ કંઈ મૂકેલું હોય તો તેનો ઉપયોગ થઈ શકે નહિ એવી શાસ્ત્રની મર્યાદા છે. પણ પુષ્ટિમાર્ગમાં તો બધું જ પ્રભુનું ગણવામાં આવ્યું છે, અને તેની વસ્તુનો ઉપયોગ કેવળદાસભાવે પ્રભુની ઇચ્છા મુજબ અને પરવાનગી પછી કરવાનો હોવાથી તે વસ્તુને પ્રભુની પ્રસાદીરૂપી વાપરવામાં વાંધો નથી. વ્યવહારમાં પણ આ સર્વ સામાન્ય નિયમ જોવામાં આવે છે.



: ૫ :

## નવરત્ન

ઉ૦ : બ્રહ્મસંબંધ ગ્રહણ કર્યા પછી જીવ સેવાનો અધિકારી થાય છે. બ્રહ્મસંબંધથી પાંચ પ્રકારના દોષો, જે ઉપર જીવનો કાબુ નથી તેનું નિવારણ થાય છે. મતલબ કે પુષ્ટિમાર્ગના જીવને જન્મના, દેશ અને કાળને લગતા, અને સંયોગ તથા લાગતા નથી. એટલે કે જીવ ગમે તેવી હીન યોનિમાં જન્મ્યો હોય, ગમે તેવી શાસ્ત્રે કહેલી અપવિત્ર ભૂમિમાં તેનો વાસ હોય અગર ગમે તે સમયે તે ભગવાનની ભક્તિ કરતો હોય, તથા વ્યવહાર અને સમાજના સંબંધથી જે કંઈ અશુદ્ધતા ઉદ્ભવી હોય અને તે વડે જે કંઈ દોષો લાગે તે તમામ પ્રકારના દોષો તેને સ્પર્શ કરતા નથી. જેણે બ્રહ્મ સાથે સંબંધ બાંધ્યો છે એટલે જીવ અને જગત સાથે બ્રહ્મનું અદ્વૈતત્વ સ્વીકારી, એવા આધ્યાત્મિક અદ્વૈતત્વના વ્યવહાર ઉપર જે જીવે પોતાની આત્મચેતના જાગ્રત રાખવાના પંથ ઉપર પગલાં માંડયાં છે તેને આત્મજાગૃતિના પુણ્યના પવિત્ર પ્રતાપને લીધે ઉપર જણાવેલા દોષો સ્પર્શ કરી શકતા નથી, એ ઉત્તમભાવ બ્રહ્મસંબંધમાં સમાએલો છે. આટલું તો હું હવે સમજી શકયો. પરંતુ જીવ લાખો જન્મના પૂર્વ સંસ્કારો લઈ જન્મ્યો હોય છે. તેના પૂર્વજન્મનાં પ્રારબ્ધ કર્મો તેના ઉપર હુમલા કર્યા જ કરે છે, અને તેથી તેની આંતરસ્થિતિ, એક તરફથી બ્રહ્મસંબંધની આત્મસ્ફૂર્તિને અંગે ભગવાન જોડે આત્મિક સંબંધ જાગૃત રાખવાની અને બીજી તરફથી પૂર્વસંસ્કારોને લીધે તેના નીચ સ્વભાવનાં બળોનાં આકર્ષણો પ્રત્યે ખેંચાઈ જવાની, એમ બે વિરોધી આત્માની સ્થિરતા પ્રાપ્ત કરવાની હશે. આત્માનું આ દ્વંદ્વયુદ્ધ ઘણું જ કપરૂં હશે. આત્મમંથનની આ મથામથમાં તેને જીવન પસાર કરવાનું દોહ્યલું હશે. ગીતાજીમાં અર્જુને મનનો નિગ્રહ કરવો એ વાયુને કબજે કર્યા જેવું અઘરૂં કામ છે, એમ કહી જીવન

વિગ્રહની જીવની નિર્બળતા શ્રીકૃષ્ણને દર્શાવી હતી. તેવો જ ભાવ મને પણ આ ભક્તિયોગમાં લાગે છે. મહાપ્રભુજી આજ્ઞા કરે છે કેઃ '**चेतस्तत्प्रवणं सेवा।**' ચિત્તને ભગવાનમાં ઓતપ્રોત કરવું તેનું નામ સેવા. પણ લૌકિકમાં આસક્ત જીવ માટે આ કેટલું કપરૂં કામ છે?

ઉ૦ : તમારી આ શંકા અસ્થાને નથી. તમારો ભાવ પણ કંઇક અંશે ખરો છે, અને છતાં, જો જીવને ભક્તિની સિદ્ધિ પ્રાપ્ત કરવી હોય તો આવા જીવન વિગ્રહમાંથી પસાર થયા વિના છુટકો નથી; મન ઘણું ચંચળ છે. ચિત્તને ભગવત્ કાર્યમાં ચોટાડવું એ સહેલું નથી. આમ છતાં, જો જીવ પોતે કરેલ આત્મસમર્પણની ભાવનાનું ચિંતન કરે, શરણાગત ભાવને હરદમ સેવ્યાં કરે, અને પ્રભુથી વિખુટા પડયાનો દુઃખાગ્નિ કયારે પ્રકટશે એવી ભાવના કર્યા કરી અષ્ટાક્ષરનો જપ નિરંતર કર્યા કરે તો યોગ્યકાળે તેના દેહ, પ્રાણ, મન અને ચિત્ત બધું જ શુદ્ધ થશે અને પ્રભુમય બનશે. અને તેમ થયેથી બધા જ આંતર ઉદ્વેગો, ચિન્તાઓ, અને નિરાશાઓ ઉમટી જશે, અને તેને ઠેકાણે કોઇ દિવ્ય પ્રસન્નતા આવી વસશે, અને જીવન કૃતકૃત્ય થશે. તમે જે ભય બતાવો છો તેવા જ પ્રકારની ફરિયાદ રામદાસ ચોહાણ નામના એક પરમ વૈષ્ણવે શ્રી મહાપ્રભુજીને કરી હતી. અને તેના નિવારણ અર્થે આપશ્રીએ 'નવરત્ન' નામનો ગ્રન્થ લખી તેનો શ્રદ્ધાપૂર્વક પાઠ કરવાની આજ્ઞા આપી હતી. મનુષ્ય-હૃદયની ચિંતા એ એક ભારે શલ્ય છે. ચિંતા કરવી એ એક પ્રકારની અહંકૃતિ છે. તેમાં જીવ પોતાની સંકુચિત અને સ્વાર્થી વૃત્તિનું સેવન કરે છે. અને સ્વાભાવિકપણે જ તેના દુઃખનો ભોગ બને છે. જગતનાં કાર્યો મનુષ્યની ઇચ્છા પ્રમાણે થતાં કે ચાલતાં નથી, છતાં, તે તેની પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવવાનું મંથન કર્યાં કરે છે, અને પછડાય છે. આવી પછડાટમાંથી ચિન્તાઓ જન્મે છે. તમે બ્રહ્મસંબંધ કર્યો, તમારૂં બધુંજ પ્રભુને સમર્પણ કર્યું,—આત્મા સુદ્ધાંત–પછી તમારે કાર્ય–કારણની ભાંજગડમાં પડી શા માટે ચિન્તા કરવી જોઇએ?

છતાં, જીવ અલ્પજ્ઞ છે. ને નિર્બળ છે. તે અજ્ઞાનને વશ છે, બુદ્ધિ એક વાત કહે છે, સંસ્કારજનિત હૃદય બીજી વાત કહે છે. એ બે અગ્નિ વચ્ચે પોતે શેકાય છે. ભલે, અજ્ઞાની જીવની આ દશા સહજ છે એ વાત ખરી પરંતુ જેણે ભક્તિનો માર્ગ ગ્રહણ કર્યો છે અને જાણે કે અજાણે બ્રહ્મ સાથે સંબંધ બાંધ્યો છે, તેણે આવી ચિંતાઓ શા માટે કરવી જોઇએ ? એ એક સવાલ છે. જો આવી ચિંતાઓ થાય તો શું તે નિવેદિત આત્માને તે છાજે ? તેથી કરીને પોતાના દાસધર્મને લાંછન ન લાગે ? તેમાં સ્વામી પ્રત્યેની બેવફાઇ નથી રહેલી શું ? આવા અનેક પ્રશ્નો તેમાંથી ખડા થાય છે. માટે મહાપ્રભુજીએ આ સુંદર ગ્રંથમાં આ રહસ્યની તત્ત્વમીમાંસા કરી, પોતાના સેવકો ઉપર અગાધ કૃપા કરી, તેમણે આવા સમયે કેવા ભાવો સેવવા જોઈએ એ 'નવરત્ન'માં બતાવ્યું છે. ખરેખર, તે મંતવ્યો એ રત્નોનો એક હાર જ છે અને તેને ધારણ કરનાર જીવ અહોભાગ્યશાળી છે, તેમાં શક નથી.

ઉ૦ : શ્રી મહાપ્રભુજીના આ પરમ વૈષ્ણવને કેવા પ્રકારની ચિંતા થએલી ? આ ચિંતા આ લોક સંબંધી હતી કે પરલોક સંબંધી !

વ૦ : મને લાગે છે કે તે પરલોક સંબંધી હતી. એટલે તે ઊંચા પ્રકારની હતી. આમ છતાં તે કેવા પ્રકારની હતી એ સવાલ બહુ મહત્ત્વનો નથી. નિવેદન માટે સિદ્ધાંત દષ્ટિએ ચિંતાજ અસ્થાને છે. એવા આ ગ્રંથનો ધ્વનિ છે. માટેજ આપશ્રી પહેલા શ્લોકમાં કહે છે કે '**चिंता काऽपि न कार्या।** કોઈ પણ પ્રકારની ચિંતા ન કરવી. પછી તે ઐહિક હોય કે પરલૌકિક.

ઉ૦ : પણ જીવ પોતાના મનને કબજે રાખે તો પણ કોઈ કોઈ વખતે તો ચિંતાઓ થયાં કરે, એ મને સ્વાભાવિક લાગે છે.

વ૦ : હા, તમે કહો છો તેમ સાધન દશામાં એવી સ્થિતિ અનિવાર્ય છે. પણ જેટલા બળથી તે હુમલો કરે તેટલા બળથી તેનો

સામનો કરવો એ પણ તેટલુંજ જરૂરનું હોવું જોઈએ. એતો તમે સ્વીકારશો જ. અને ભક્તનું બળશું ? શ્રદ્ધા. આવી શ્રદ્ધાને દઢ કરવામાં જ તે પોતાની ચિંતાનું નિવારણ શોધી શકે. માટે મહાપ્રભુજી કહે છે કે નિવેદિત ભક્તે કોઈ પણ જાતની ચિંતા કયારે પણ કરવી નહિ. કારણ કે આવા ભક્તે ભગવાનની કૃપા ઉપર જીવવાનો નિર્ધાર કર્યો છે. એટલે તેવો જીવ પુષ્ટિમાં જીવે છે. અને પુષ્ટિમાર્ગના જીવની ગતિ શી ? શું ભગવાન કદિ પણ લૌકિક કાર્ય કરે ખરા ? કદાપિ નહિ. માટે મિથ્યા કુશંકાઓ ન જ કરવી. અરે ! આપણા ઘરના બારણા આગળ એક કુતરો પણ હઠ કરીને પડી રહે તો આપણે ગમે તેવા નિષ્ઠુર હોઇએ; છતાં તેને રોટલાનો ટુકડો નાખ્યા વિના રહીશું નહિ. તો ભગવાન જે કરુણાના સાગર છે તે તેના શરણે આવેલા જીવને કેમ છોડશે ? માટે ચિંતા કરવી એ મહાદોષ છે.

ઉ૦ : આપ તેને દોષ છે એમ શા માટે કહો છો ? તેમાં તો જીવની લાચારી માત્ર કારણભૂત હોય છે.

વ૦ : વારૂ, તમે કહો છો એ પણ ખરૂં છે. તે માટે જીવ દયાપાત્ર છે એ સાચું. પણ તે ચિંતા અજ્ઞાન–મૂલક સ્વામીદ્રોહ–મૂલક છે. તે પણ એટલું જ સાચુ છે. જે ભગવાન સાથે આપણે સંબંધ બાંધ્યો છે તેમના ખરા સ્વરૂપની આપણને પ્રતીતિ હોય, તેના ઐશ્વર્યનો અને તેના કર્તૃત્વનો આપણને ખ્યાલ હોય તો આપણે એમ જ માનવું રહ્યું કે આ આખા જગતનું સંચાલન ભગવાન પોતે પોતાની ઇચ્છા પ્રમાણે કરી રહ્યા છે, અને તેજ સર્વ રૂપે છે. ત્યાં જીવ બિચારાની શી ગતિ ? જીવે તો જે સ્થિતિમાં સાધકને ભગવાન મૂકે તે સ્થિતિમાં ભગવત્ કૃતિ માની તેમાં જ રાચવાનું રહ્યું. આવી ચિત્તની ધારણ ન રહેવાથી તે દુઃખનો ભોગ બને છેઃ

ઉ૦ : તો પછી તેનો ઉપાય શો ?

વ૦ : તેનો ઉપાય પણ આપશ્રીએ તેમાં જણાવ્યો છે. આવા ચિંતાયુક્ત જીવે નિવેદન મંત્રનું રહસ્ય વારંવાર વિચારવું અને તે ઉપર

ચિંતન કરવું. જીવે વિચારવું કે ભગવાન મારા એકલા જ નહિ પણ આખા બ્રહ્માંડના ઇશ્વર છે, અને સર્વરૂપ છે. જે કાંઇ આ વિશ્વમાં થઈ રહ્યું છે તે તેની ઇચ્છા પ્રમાણે થઈ રહ્યું છે. તેના પ્રવાહ સામે જવાનું જીવનું ગજુ નથી. માટે મારે તો તેની શક્તિ ઉપર અને તેના બળ ઉપર ઝઝુમવાનું છે. કારણ અત્યાર લગી હું જે કાંઈ મારૂં માનતો હતો તે તો મેં તેના ચરણે ધરી દીધું છે તો પછી મારા મમત્વના તથા અહંતાના સંબંધોને લીધે જ વિપરીતતા દેખાય છે. તેમાં હવે મારાપણું કયાં રહ્યું ? અર્થાત્ ચિન્તા થાય છે તેનો અર્થ તો એ થયો કે મેં સમર્પણ કર્યું છે એમ જે હું કહું છું તે શબ્દો માત્ર છે. પણ મેં હૃદયનું સાચું અર્પણ કર્યું નથી. હજુ હું મારાપણાનો ભાર સેવ્યા કરું છું અને તેથી તેનાં પરિણામ મને સતાવે છે. એટલે મેં પ્રભુ સાથે સ્વામી સેવકનો જે નાતો બાંધ્યો છે તેને હું બિનવફાદાર છું. આ મારો દ્રોહ જ છે. માટે મારે આવી ચિંતાઓ ત્યજવી જોઇએ. એવા એવા વિચારો કરી ચિંતાનો સર્વથા ત્યાગ કરવો રહ્યો.

ઉ૦ : ત્યારે તો નિવેદન મંત્રનં ઊંડું રહસ્ય સમઝીએ તો તેનો એવો અર્થ થાય કે આપણે આપણો દેહ, ઈન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ એટલે આપણું મન, ચિત્ત, બુદ્ધિ અને અહંકાર જેનો આપણો જીવ બનેલો છે તેનો તથા આપણાં સ્ત્રી, પુત્ર તથા દુન્યવી સંપત્તિ હોય તેવા કશાનો ઉપયોગ પ્રભુથી ઇતર હોય તેમાં ન કરી શકીએ. કારણકે ઉપરોક્ત બધું જ આપણે તેને જ સમર્પિત કર્યું છે.

ઉ૦ : હાસ્તો, ન જ કરી શકીએ, સિવાય કે પ્રભુ આજ્ઞા તેવી ન હોય.

ઉ૦ : પણ આપણને એવું સમઝાય શી રીતે ? સાધકદશામાં ભક્ત માટે આવી આત્મપ્રતીતિ થવી લગભગ અસંભવિત છે.

વ૦ : તમારી શંકા સકારણ છે. પ્રભુ સંબંધવાળી વસ્તુ કયી ગણવી અને પ્રભુસંબંધ વિનાની કયી ગણવી, એ સમજવું એટલું

સહેલું નથી. વળી ગૃહસ્થાશ્રમમાં ભક્તની સ્થિતિ અનિવાર્ય ગણવામાં આવી છે એટલે લૌકિક વ્યવહારો પણ ભક્તને કરવાના હોય છે. એટલે જ્યાં સુધી જીવ પ્રેમની ઉત્કૃષ્ટ દશા–વ્યસનદશા પ્રાપ્ત કરી ગૃહનો ત્યાગ ન કરે, ત્યાં લગી તેને માથે લૌકિક વ્યવહારો પણ કરવાના પ્રાપ્ત થાય છે. મહાપ્રભુજી પોતેજ વેદ અને લોકનાં કાર્યો અર્થાત્ વર્ણાશ્રમનાં કાર્યો ગૌણભાવથી યથાશક્તિ કરવાની આજ્ઞા બીજે ઠેકાણે આપે છે જ. એટલે આવો વિવેક કરવો સહેલો નથી, એમ લાગ્યા કરે એ સ્વાભાવિક છે. છતાં આમાં ચિન્તા કરવાને કારણ નથી. પ્રભુ નામ, રૂપવડે આ બ્રહ્માંડની લીલા કરી રહ્યો છે. સેવાદ્વારા ભક્ત ભગવાનના બન્ને રૂપોને સેવી રહ્યો છે. આ તેનો ભક્તિયોગનો પ્રકાર છે. પણ આ સેવા કેવળ સ્થૂલભાવે કરવાની નથી. શ્રીમદ્ ભાગવતમાં ભગવાન શ્રીકૃષ્ણ સ્વમુખે કહે છે કે જેઓ મને કેવળ-મૂર્તિમાં જુએ છે અને અન્યજીવોમાં વ્યાપી રહેલો જોતા નથી તેઓ કેવળ પત્થરને ભજે છે. આ ઉપરથી એવું સૂચિત થાય છે કે શ્રી. ઠાકોરજીની સ્વરૂપ તથા નામ સેવામાંથી આખી મનુષ્યજાત પ્રત્યેનો પ્રેમભાવ ઉદ્ભવે અને જગતનાં કાર્યોમાં પ્રભુની લીલા નીહાળી તેમાં કીર્તિભાવનુ સ્મરણ કરવામાં આવે એ ઉચ્ચ પ્રકારની ભક્તિ કહેવાય. સાધન ભક્તિમાંથી સિદ્ધ ભક્તિની ફલિતતા અગર તો કહો કે અપરા-ભક્તિથી પરાભક્તિનો વિકાસ તે આનું નામ. પણ જ્યાંસુધી ભક્તના હૃદયમાં આ દિવ્ય પ્રેમનો જન્મ ન થાય ત્યાં લગી તેને બુદ્ધિથી એવું માનતું રહ્યું કે પ્રભુનો સંબંધ દુનિયાની સર્વ વસ્તુ સાથે છે, માટે પ્રભુભાવથી જો આપણા દેહન્દ્રિયોનો તેમજ સંપત્તિનો અન્ય-વિનિયોગ થાય તો પણ ચિતા ન કરવી. આવો વિવેક પ્રથમ દશામાં બૌદ્ધિક હશે પણ તે આત્મિક થશે. જો એમાં કાંઇ દોષ હશે તો પ્રભુજ તે નિવારી લેશે; કારણ કે પ્રભુજ બધાના કર્તા હર્તા છે. મતલબ કે જો પ્રભુભાવ તમારામાં સતત જાગ્રત્ રહે તો પછી તમા-રામાં આવા પ્રકારની ચિતાને સ્થાન નથી.

ઉ૦ : પણ આવું જ્ઞાન કે બુદ્ધિ હોવી તે દરેક સેવક માટે સુલભ નથી. આપણે નિવેદન તો કર્યું હોય. પરંતુ એવું પણ બને કે તેવું નિવેદન આપણી અજ્ઞાન દશામાં થયેલું હોય. જો તેમ હોય તો ઉપર બતાવ્યો તેવો વિવેક આપણા કાર્યોમાં શી રીતે થઈ શકે ?

વ૦ : તમારૂં ધારવું ખરૂં છે. સંભવિત છે કે નિવેદન કરતી વેળા આપણી કાંતો અજ્ઞાન દશા હોય કે જ્ઞાન દશા હોય. આપણી ગમે તેવી દશા હોય. આપણે તેથી વિમાસણ કરવાની જરૂર નથી. જે જરૂર છે તે આપણે કરેલા સંબંધની. આપણે બ્રહ્મ સાથે–ભગવાન સાથે આપણા પ્રાણ જોડયા છે. જો એ સત્ય હોય તો પછી તેને જ્ઞાનદશા કે અજ્ઞાનદશા સાથે ઝાઝું લેવા દેવા ન હોવું જોઇએ. આવો સંબંધ બૌદ્ધિક નથી, પણ હૃદયનો છે. એટલે જ્ઞાનના તત્ત્વ ઉપર નહિ પણ પ્રેમના તત્વ ઉપર બંધાએલો હોય છે. માતાનો બાળક પ્રત્યેનો અગર તો બાળકનો માતા પ્રત્યેનો સંબંધ કાંઇ જ્ઞાનમૂલક નથી હોતો. બહુધા તે અજ્ઞાન મૂલક હોય છે. છતાં, તે ઉષ્માથી ભરપૂર હોય છે અને બાળક એ તેમની ઉષ્માથી પોષાઇ કલ્લોલ કરતો મોટો થાય છે. તો અહિં તો માતાને ઠેકાણે ભગવાન જેવી પૂર્ણ ઐશ્વર્યવાળા પ્રેમની મૂર્તિ સાથેનો સંબંધ થયો છે. તો શા માટે યત્કિંચિત્ પણ પરદેવના–ચિન્તા થવી જાઇએ. આમાં અશ્રદ્ધા એ જ કારણ છે. જો જીવમાં બાળક જેવો વિશ્વાસ હોય તો નિરર્થક ચિન્તાને કશુંય કારણ ન હોઇ શકે.

ઉ૦ : ત્યારે એનો અર્થ એ થયો કે મારા નિવેદનનું શું થશે કે મારા અન્ય વિનિયોગનું શું થશે એ બાબતની ધડભાંગ અસાર છે, એમજ ને ?

વ૦ : હા, એમજ આપણે સંપૂર્ણ રીતે ભગવાનને સમર્પિત થઇ ગયા છીએ. આપણો સ્વીકાર કેવા ભાવથી અને કેવા સંબંધથી કરવો એ ભગવાનના હાથની વાત છે. તેમાં જીવનો અધિકાર નથી. આપણું

સર્વસ્વ—પછી તે ઐહિક હોય કે પારલૌકિક હોય તે બધું જ તેનું છે. તેથી તેનામાં અને તેને માટે તેનો વિનિયોગ થવો જોઈએ, એ ખરૂં, પણ કદાચ અન્યવિનિયોગ થઈ જાય તો પણ સર્વ ઠેકાણે અને સર્વ વસ્તુમાં પ્રભુનો સંબંધ છે માટે તેવા અન્યવિનિયોગમાં પણ પરોક્ષ રીતે પ્રભુ સેવાજ રહેલી છે એમ માની નિશ્ચિંત રહેવું.

૬૦ : તો, પછી એમ ન બને કે જીવ એક જાતના ભ્રમમાં પડી પોતાનાં દેહેન્દ્રિયોનો તેમજ વિત્તનો ગમે તેમાં ઉપયોગ કરી પ્રભુ માટે કર્યો છે એમ માની લૌકિક અને વૈદિક કાર્યોમાં ઘસડાતોજ જાય ? અને પછી એવું માનતાં શીખે કે પોતે જે રસ્તે જઈ રહ્યો છે તે બરાબર છે. તેમ થાય તો તેવું પણ બને કે લૌકિક સંપત્તિમાં અને વૈદિક સાધનોમાં એ વધારે પડતી શ્રદ્ધા સેવતો થાય. અને ભક્તિભાવનો જે ઉદ્રેક થવો જોઇએ તે થાય નહિ. અને સ્વરૂપ સેવા કેવળ કૃત્રિમ થઈ રહે. એટલે તેની સેવા વિનાની ક્રિયાત્મકજ થઇ જાય.

૭૦ : આવો ભય ખરો છે. માટે જ ઉપર કહ્યું કે ચિન્તા ન કરવી પણ એનો અર્થ એવો થતો નથી કે આધ્યાત્મિક ચિન્તા ન કરવી. પ્રભુ મારો ક્યારે અંગીકાર કરશે ? મારામાં ભક્તિનો ઉદય ક્યારે કરશે ? એવા એવા વિરહી ભાવોને જો ચિન્તા કહેવામાં આવે તો એવી ચિન્તા તો તંદુરસ્તીની નિશાનીરૂપ છે. તેવી ચિન્તા તો ભક્તનું ભૂષણ છે. પણ જો ચિત્તમાંથી વિરહભાવની આ વેદના ઉદ્ભવ પામે નહિ અને ચિત્ત લૌકિકમાં વધારે સ્થિર થાય તો ભગવાન જ તેને લૌકિક કે વૈદિક કાર્યોમાં સ્વાસ્થ્ય આપતા નથી. અર્થાત્ સેવકને દુન્યવી જે જે વસ્તુ પ્રત્યે મોહ હોય તેનું તે હરણ કરી લે છે. દોલત પ્રત્યે વધારે મોહ હોય તો દોલત હરી લે અને પુત્ર તથા સ્ત્રી પ્રત્યે હોય તો તે હરી લે. મતલબ કે બહારની દૃષ્ટિએ તેના ઉપર આપત્તિઓ આવી પડે ને તેને વધારે દીન બનાવી પોતાનો આશ્રીત કરે. જો તેનામાં અભિમાન ઘર કરે તો આપ ભક્તને દુન્યવી આપત્તિની એરણપર ટીપી ટીપીને એવો દીન બનાવે કે જેથી તે તદ્દન

નિઃસાધન બને અને પ્રભુની કૃપાને પાત્ર થાય. માટે જે જીવ પુષ્ટિમાં સ્થિત થએલો છે તેની સંભાળ તો પ્રભુ લેશે જ. પછી ભલેને બહારથી અજ્ઞાનતાને લીધે આવી સ્થિતિ આપણને વિપરીત લાગે. માટે ભક્તે બહારનાં સુખ દુઃખથી ન લોભાતાં કેવળ સાક્ષીભૂત થવું અને આવાં બાહ્ય કે આંતર વમળોથી અલિપ્ત રહી તટસ્થવૃત્તિ સેવવી.

ઉ૦ : ત્યારે તેણે શું કરવું ?

વ૦ : પ્રભુની સેવા કરવી. આવી સેવાનો પ્રકાર ગુરુ પાસેથી શીખી લેવો. અને તેમણે દર્શાવેલા માર્ગે સેવા કર્યા કરવી. આમાં પણ જો ભગવદ્ ઇચ્છા કાંઇ જૂદો પ્રકાર બતાવે તો તે પ્રમાણે કરવું. પણ હરદમ સેવામાં ચિત્તને પરોવી પ્રભુનાં ગુણગાન ગાવાં અને એમાં જ સુખ માનવું.

ઉ૦ : અને ન ઇચ્છવા છતાં ચિન્તાઓ આવી જાય તો ?

વ૦ : ચિત્તના ઉદ્વેગનો બુદ્ધિપૂર્વક ત્યાગ કરવો. અને એવું ધારવું કે હરિ પોતાની ઇચ્છા પ્રમાણે બધું જ કરે છે, અને સર્વક્રિયા માત્ર પ્રભુની લીલા છે. માટે ચિન્તા નિરર્થક છે એટલે ત્યાજ્ય છે.

ઉ૦ : પણ આવી સ્થિતિ ટકાવદાર બને ને ચિત્ત સમત. ધારણ કરવાને પાત્ર બને એ માટે બીજો કાંઇ ઉપાય હશે ?

વ૦ : હા, એક બીજો ઉપાય પણ છે. તમને સેવા કરવાનું તો કહ્યું. પણ સેવાના સમયમાં તેમ જ બાકીના સમયમાં જ્યારે જ્યારે મન નબળું પડે ત્યારે ત્યારે હમેશાં અને હરપળ સર્વાત્મભાવથી श्रीकृष्णः शरणं मम એ મંત્રનો જપ મનથી કર્યા કરવો. તેથી પ્રાણની શુદ્ધિ થશે. અને પ્રાણની શુદ્ધિ થતાં ચિત્ત શુદ્ધ થશે. અને ચિત્ત શુદ્ધ થતાં પ્રભુનો હૃદયમાં આવેશ થશે. અને જેના હૃદયમાં પ્રભુનો આવેશ થયો છે તેને પછી પ્રાપ્ત કરવાનું શું બાકી રહ્યું ?

: ૬ :

# અંતઃકરણ પ્રબોધ

૭૦ આત્મસમર્પણ કર્યા પછી નિવેદકે ચિંતા કરવી વ્યાજબી નથી. અને તેથી તેના નિવારણ અર્થે 'નવરત્ન ગ્રંથ'ની યોજના આદ્યા પ્રભુજીએ કરી અને સમર્પણની ભાવનામાંથી ઉત્પન્ન થતા સેવક ભાવનું રહસ્ય હૃદયંગમ કરી પ્રભુ જ સર્વેશ્વર અને સર્વાત્મા છે માટે અલૌકિક કે લૌકિક ગમે તે કાર્યોમાં દેહેન્દ્રિયોનો વિનિયોગ થાય તો પણ હું પુષ્ટિજીવ છું અને સર્વ કાંઈ ભગવાનની લીલા માત્ર છે એમ સમઝી ચિંતા ન કરતાં श्री कृष्णः शरणं मम એ મંત્રનો જપ હમેશાં કર્યા કરવો. આવો ઉત્તમ બોધ આપ્યો. અને સાથે સાથે એવી પણ આજ્ઞા કરી કે સેવકે ગુરુએ બતાવ્યા પ્રમાણે સેવા કરવી. પણ તેમ કરતાં શ્રી. ઠાકોરજી તરફથી વિશેષ આજ્ઞા જુદા પ્રકારની થાય તો તે પ્રમાણે વર્તવું. આમ કરવાથી ચિંતાની નિવૃત્તિ થશે. મને લાગે છે કે ચિંતા અને ઉદ્વેગની નિવૃત્તિ અર્થે આથી ઉત્તમ બોધ બીજો ન હોઈ શકે. પણ મનની ચંચળતા એવી કારમી હોય છે અને ચિત્તના વિહારો એવા બળવાન્ હોય છે કે જીવ ઇચ્છાએ અગર અનિચ્છાએ આ તંદુરસ્ત બોધને ધીરતાપૂર્વક હૃદયમાં ધારણ નહિ કરી શકવાનો અને પ્રયત્નો કરવા છતાં તેમાં નિષ્ફળ જતાં તેના ચિત્તને નિરાશાનું વાદળ ઘેરી વળવાનું. આવે સમયે ધૈર્યની ઘણી જરૂર રહે એ સ્વાભાવિક છે. કારણકે આન્તર વિગ્રહની કોઈ નિરાશાની પળે તે છેક વિકળ થઈ જવાનો અને તેનામાં અશ્રદ્ધા પણ આવી ડોકિયું કરી જવાની.

૭૮ ચિત્તના ભક્તિયોગનો આ માર્ગ એવો ગૂઢ અને કઠણ છે કે તેનો અનુભવ તો ભક્ત હૃદય જ જાણી શકે. પરન્તુ આવા કઠણ વિગ્રહમાં પણ તેનામાં આપણે જે તદીયતાના અને તદાશ્રયતાના ભાવો પૂર્ણ વર્ણવ્યા છે એ ટકી રહે તો તેની આત્મમુસાફરી અબાધિત રીતે

ચાલી જાય એમાં શંકા નથી. કારણ કે પ્રભુ દયાળુ છે અને પોતાના જ જનને આવા કઠોર અનુભવો કરાવવામાં પણ તેમનો હેતુ હોય છે. જ્યાં સુધી અંતઃકરણની અશુદ્ધિ પૂરેપૂરી જાય નહિ એટલે કે અહંવૃત્તિ કે મમત્વની આછી આછી છાપ પણ ભૂંસાય નહિ ત્યાં લગી લીલાના અનુભવો માટેની સંપૂર્ણ ભૂમિકા તૈયાર થાય નહિ, અને તેમ ન થાય તો નિત્યલીલાના અનુભવ માટે યોગ્ય ક્ષેત્ર મળે નહિ. માટે પ્રભુ આવી આકરી પરીક્ષામાંથી જીવને પસાર કરાવી તેનું હૃદય મીણ જેવું પોચું અને સોના જેવું ચોકખું બનાવે છે. મહા પ્રભુજીએ જીવને અતિ સૂક્ષ્મ અને રહસ્ય યુક્ત બોધ આપવાને પોતાના જીવનના એક પ્રસંગને પરોવી સ્વઅનુભવનો પ્રસંગ 'અંતઃકરણ પ્રબોધ' નામના ગ્રન્થમાં ગૂંથ્યો છે એ ગ્રન્થનું રહસ્ય એવું તો ગૂઢ છે કે આપશ્રીની પરમ દયા વગર તેનો ભેદ પામવો અસંભવિત છે. તેનું રહસ્ય વિચારતાં મને એમ પણ લાગે છે કે આવા કેવળ આન્તર અનુભવના અને અલૌકિક રસના પ્રસંગને શા માટે 'ષોડશગ્રંથ'માં સ્થાન આપ્યું હશે ? તે ન આપ્યું હોત તો વાંધો નથી, કારણ કે તેમાં સમાયેલી હકીકત જોતાં તેનું સ્થાન નિરનિરાળું હોય એમ જણાય છે.

૭૦ ત્યારે શું આ ષોડશગ્રંથ કેવળ શિક્ષણ આપવાની દૃષ્ટિએ ક્રમાનુસાર નહિ લખાયેલા ?

વ૦ : ના મેં તમને આ પૂર્વે બે ગ્રન્થોના નિમિત્ત માટે આનુષંગિક પ્રસંગો કહ્યા. આ ગ્રન્થ વિષે પણ તેવો જ એક સૂક્ષ્મ પ્રસંગ બનેલો હોય તેમ લાગે છે. આમાં મહાપ્રભુજીના જીવનનો એક આંતર પ્રસંગ છે. એ પ્રસંગનો તથા તે વિષેની હકીકતોનો વિચાર કરતાં એમ લાગ્યા વિના રહેતું નથી કે આ ગ્રંથ છેક આપશ્રીએ અસુર વ્યામોહ લીલા કરી તે અગાઉ થોડા વખત પહેલાં જ લખાયેલો હશે. કારણ કે તેમાં આપેલા છેલ્લા દિવસોમાં જે ભક્તિ–સંન્યાસ લીધો તે શા માટે લીધો તેનો ઉલ્લેખ સ્પષ્ટ કરેલો છે. એટલે એ બનાવ બન્યા પછી જ આ ગ્રન્થની રચના થઈ હોય તેમ લાગે છે, છતાં જે કોઇ

મહાનુભાવે મહાપ્રભુના આ ષોડશગ્રંથનો સંગ્રહ કરી પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોના શિક્ષણ ગ્રન્થો તરીકે એકતા આણી છે તેમણે 'અંતઃકરણ પ્રબોધ, ગ્રન્થમાં સમાયેલા ભાવને ધ્યાનમાં લઈ આ ગ્રંથાવલિમાં સ્થાન આપ્યું હશે એમ લાગે છે. આપણે પૂર્વે 'નવરત્ન'માં ચિંતાની નિવૃત્તિનો વિચાર કર્યો. આ ગ્રન્થમાં તેથી પણ ઊંડે ઉતરી ચલાયમાન થતી વૃત્તિને સ્થિર કરવા સ્વામીસેવકના ભાવને અંતર્ગત કરવાનો બોધ છે અને તેથી જ ભક્તોના કલ્યાણ અર્થે અહિ સ્થાન આપ્યું હોય એમ લાગે છે. શ્રી. મહાપ્રભુજીના જીવનમાં એવો શો પ્રસંગ બનેલો ?

૫૦ આ પ્રસંગનું રહસ્ય બરાબર સમઝાય તે માટે પુષ્ટિમાર્ગના ભાવભાવનાના શાસ્ત્રમાં આપશ્રીનું અલૌકિક સ્વરૂપ કેવું વર્ણવ્યું છે તે માટે તમને કહેવું જોઈશે. રસશાસ્ત્રની ભાષામાં પ્રભુ એજ મારા એકલા સ્વામી છે, તે વિના અન્ય કોઇ નથી એવો અનન્યાશ્રયભાવ એ મર્યાદા પ્રેમ. પણ હું પ્રભુનો છું, મારા વિના પ્રભુને કોઈ બીજું નથી એ ભાવ એ શુદ્ધ પુષ્ટિપ્રેમ. ભૂતલ ઉપર મહાપ્રભુજીનું માનુષી સ્વરૂપ એ મૂળ સ્વામિનીજીનું વિરહાગ્નિનું સ્વરૂપ છે અને એ પ્રભુએજ સ્વેચ્છાથી પોતાના અલૌકિક ભક્તિ રસનું દાન કરાવવાના હેતુથી, પોતાના મુખારવિંદરુપે વાણીદ્વારા અલૌકિક રસનું પાન કરાવવા ભૂતલ ઉપર પ્રકટ કર્યું છે. તેથી જ તેમની વાણીમાં નર્યું અમૃત વરસે છે. આનો અનુભવ તો તેમને આવા શિક્ષણના શાસ્ત્રીય ગ્રન્થોમાં થવો મુશ્કેલ છે. પણ જો તમે શ્રી ભાગવત ઉપરની આપશ્રીની સુબોધિનીનો રસ ચાખો તો તેમાં અક્ષરે અક્ષરે કેવું અમૃત ભર્યું છે તેનો કંઈક ખ્યાલ આવે. પ્રભુની આજ્ઞા પ્રમાણે આપશ્રીએ શ્રી. ગોવર્દ્ધનનાથજીની સેવા કરી, વિદ્વાનો માટે અણુભાષ્ય લખી જ્ઞાનદ્વારા ભક્તિનું સર્વોપરિપણું સિદ્ધ કરી ભક્તિ રસની ગંગા શ્રીસુબોધિનીજીમાં વહેવરાવી અને તેના પાન માટેના અધિકારી સેવકોમાં તેના અલૌકિક રસને સ્થાપન કરી જીવનકાર્યની કૃતકૃત્યતા કરી. આ કાર્ય આખા હિંદુસ્તાનમાં જે જે દૈવી

જીવો શરણે આવવાના હતા તેમને નિવેદનનું દાન આપી, ઠેર ઠેર શ્રીભાગવતનું પરાયણ કરી, પૃથ્વીને સનાથ કરી, લીલાનું કાર્ય સમાપ્ત કરવા અંતે શ્રીભાગવતનું અવગાહન કરી સુબોધિની દ્વારા ભક્તિરસને મૂર્ત કરવા આપશ્રી પ્રયત્નશાલી થયા. તેવામાં પ્રભુ તરફથી લીલામાં પધારવાની આપશ્રીને આજ્ઞા થઇ. આવી આજ્ઞાઓ ત્રણવાર થઇ. પહેલી તો ગંગાસાગરસંગમે એટલે પ્રયાગમાં અને બીજી મધુવનમાં થઇ. આ બે આજ્ઞાઓ થઇ તે વખતે પોતે આ ભૂતલપરનું છેલ્લું–સુબોધિની-જીનો આવિર્ભાવ કરવાનું કાર્ય હતું તે કરતા હતા. એટલે હવે આપ-શ્રીએ ભાગવતના બધાજ સ્કંધો ઉપર સુબોધિની પ્રકટ ન કરતાં ઉતાવળ કરી. દશમસ્કંધ જે શ્રી ભાગવતના હૃદય સ્થાને છે તે ઉપરની સુબોધિની પ્રકટ કરવાનું કાર્ય હાથ ધર્યું અને તે પૂરૂ કર્યું. પછી અગી-આરમા સ્કંધની શરુઆત કરી. ત્યાં તો ત્રીજી આજ્ઞા થઇ કે હવે તો આપે દેહ તથા દેશ બન્નેનો પરિત્યાગ કરી મારી પાસે આવવાનું છે. આવી ત્રીજીવારની આજ્ઞા થતાં આપે ઉપરોક્ત કાર્ય અધુરૂ રાખી, લીલામાં પધારવાની ઉતાવળ કરી. સંન્યાસ લીધો. આપે પહેલી બે વારની દેહત્યાગની આજ્ઞાની અવજ્ઞા કરી. તે કાર્ય શું યોગ્ય હતું? એવા પ્રકારનું આત્મમંથન એ આ પુસ્તકનો વિષય છે.

ઉ૦ : ત્યારે શું આપે આજ્ઞાની અવજ્ઞા બુદ્ધિપૂર્વક કરેલી કે લૌકિક આસક્તિને લીધે કરેલી? તેમ કરવામાં શો હેતુ હશે? અને તેમ કર્યું એમાં સ્વામિદ્રોહ રહેલો નથી?

વ૦ : આ વિષય એવો સૂક્ષ્મ અને ગૂઢ છે કે હું તને બરાબર સમઝાવી શકીશ કે નહિ તે માટે મને શંકા છે, શ્રી મહાપ્રભુજીએ કાંઇ સામાન્ય વ્યક્તિ નથી. પ્રભુ પ્રત્યેનો આપશ્રીનો અનુરાગ અદ્વિ-તીય છે. આપે ભૂતલ ઉપરનાં સર્વ જીવનનાં કાર્યો કેવળ ભગવાનની આજ્ઞાનુસાર કરેલાં છે. આવા અનેક પ્રસંગો આપશ્રીના જીવનમાં બનેલા છે. શ્રીગુસાંઇજીએ આપશ્રીના સ્વરુપનું વર્ણન કરતાં 'જેમના હૃદયમાં લીલાની સ્ફૂર્તિ પ્રતિક્ષણે જીવંત હોય છે' એવા મહાપ્રભુજી

'એમ કહી તેમના હૃદયનો સ્થાયીભાવ જણાવ્યો છે. આપનું હૃદય આમ સ્વામિની ભાવથી સતત છલકાતું જ રહે છે. અને તેથી તો આપને વિરહાગ્નિરૂપે વર્ણવવામાં આવે છે. આવા હૃદયવાળા આપશ્રી જાણે પ્રભુની આજ્ઞાની અવજ્ઞા કરવામાં મોટો દ્રોહ થયો હોય અને જાણે રાજ્ઞીપદેથી ચ્યુત થઇ ચાંડાલીપદે આવી પડયા હોય તેવી શંકા કરી અંતઃકરણને તેના ઉપર આવેલા આ ક્ષણિક વિપરિત ભાવાવેશને દૂર કરવા બોધ આપે છે, અને તેની ખરી સ્થિતિને સમઝાવવા મથે છે. પહેલા જ શ્લોકમાં અંતઃકરણને ઉદ્દેશીને આપ કહે છે કે 'ઓ જીવ, હું કહું છું તે સાવધપણે સાંભળ; વસ્તુતઃ કૃષ્ણ વિના અન્ય કોઇ દોષ વગરનું નથી.' મતલબ કે કૃષ્ણથી ઇતર હરકોઈ દોષને પાત્ર છે, માટે તું તો દોષ કરેજ નહિ એવું સાત્ત્વિક અભિમાન પણ ભક્ત-હૃદયને છાજે નહિ. જો ભગવાન એજ ભક્તનું સર્વસ્વ છે તો પછી તેને તે રાણીને સ્થાને સ્થાપે કે ત્યાંથી ઉઠાડી મૂકી પોતાના પદ આગળ સ્થાન આપે. તે બન્ને સ્થિતિ ભક્ત માટે તો સરખા ભાવ-વાળી હોવી જોઇએ. જો પ્રભુપ્રેમ એજ માત્ર ભક્તનું જીવન હોય તો ભક્તની સ્થિતિ ઉપર જણાવી તેવી રહેવી જોઇએ. પરન્તુ આવો સ્થિતિ ભેદ થવાથી મનમાં પોતાનું અપમાન થયું છે એવું લાગે તો સમઝવું કે હજુ આત્મામાં અહંભાવ રહ્યો છે અને તેથીજ જાણે પોતાને શિક્ષા કરવા માટે આ સ્થિતિભેદ કરવામાં આવ્યો છે એમ માની પોતામાં દોષવૃત્તિ જુએ છે, અને એવો દોષ શા માટે જોઈએ તેવું જાણે અભિમાન કરતો હોય તેમ આત્માના પાતાળમાં અહંભાવ સેવે છે. પણ એ બરાબર નથી. જીવ માત્ર દોષને પાત્ર છે. ભગવાન્ સિવાય કોઇપણ દોષ રહિત નથી. માટે આવી નબળાઇને વશ ન થતાં સાવધાન થા; અને તારા ખરા સ્વરૂપને પિછાન.

ઉ૦ : મહાપ્રભુજીને આવો દોષભાવ શાથી લાગ્યો ?

વ૦ : ઉપર કહ્યું તેમ આપશ્રીને દેહનો ત્યાગ કરીને લીલામાં પધારવા માટે બે વખત આજ્ઞા થઇ તોપણ ભૂતલ ઉપરનું કાર્ય અધૂરું

રહી જાય, અને ભૂતલ ઉપર અવતરણનો મૂળ હેતુ બરાબર સધાય નહિ. તેથી આપશ્રીએ તેમાં વિલંબ કર્યો.

ઉ૦ : પણ પ્રભુએ આપશ્રીને જે કાર્ય કરવા ભૂતલ પર મોકલ્યા તે કાર્ય થયું છે કે નહિ તેનો નિર્ણય કરવાનું કામ તો પ્રભુનું જ છે. તો શા માટે આપે વિલંબ કર્યો.

વ૦ : અહિં આ પ્રશ્નની આંટીઘૂંટી છે. આમાં કાંતો મોહ એ એક કારણ હોઈ શકે અગર પ્રેમાધિક્યનો ઉદ્રેક હોઇ શકે.

ઉ૦ : મારાથી બરાબર એ સમઝાયું નહિ.

વ૦ : કાર્યના નિયામક તરીકે જો જીવ પોતાને ગણે તો પછી અમુક કાર્ય પુરુ થયું છે કે નહિ, તેનો નિર્ણય કરવાની સ્વતંત્રતા તે પોતાની ગણે. પણ જો જીવ આમ ગણે તો તે ભક્તિભાવથી વિરોધી ભાવ છે. કારણ જો ભગવાનજ સર્વના નિયામક છે, તો એમાં પણ જીવની સ્વતંત્રતા ભક્ત માણી શકે નહિ. અને છતાં એવો ભાવ સેવે તો તેમાં મોહવૃત્તિ રહેલી છે એમ કહેવાય. આવી મોહવૃત્તિ સેવવી એજ દોષ કે પાપ છે. મહાપ્રભુજીએ આ વૃત્તિ સેવી વિલંબ કરેલો, એમ માની શકાય નહિ. માટે તેનો કાંઇ બીજો ખુલાસો હોવો જોઇએ. આ ખુલાસો રસશાસ્ત્રની ઉંચી દૃષ્ટિથી મળી શકે છે અને એજ અહિં સયુક્તિક છે.

ઉ૦ : તે ખુલાસો શો છે?

વ૦ : પ્રેમના સંબંધો અનેક છે—સ્વામી સેવકભાવ, વાત્સલ્યભાવ, સખ્યભાવ અને પતિ-પત્ની કે આશક માશુકનો ભાવ. છેલ્લા આશક માશુકભાવમાં ચારે ભાવોનો સમાવેશ થઈ જાય છે. આ બધા સંબંધોમાં તેના સ્વાભાવિક ભાવને અનુસરીને ભગવાનનું વર્ણન હોય છે. જે ભગવાન ચૌદ બ્રહ્માંડનો સ્વામી છે તેની પાસે ગોપી કેવળ પ્રેમના બળે ઘરનાં ક્ષુદ્ર કામો કરાવે છે. અને તે કરવામાં ભગવાન આનંદ માને છે. આવી ભક્ત પ્રત્યે ભગવાનની પરવશતા એજ પુષ્ટિનું સાચુ સ્વરૂપ છે. આવા પ્રેમના સખ્યભાવમાં ભગવાન બાળક છે અગર

ભાવાવેશથી ઘેલા બન્યા છે અને તેવી સ્થિતિમાં તેમણે કરેલી આજ્ઞાઓ કેવળ પ્રેમાતિરેકને લીધે છે. તેમાં આજ્ઞાનું પાલન કરાવવાનો તેમનો આશય નથી પણ તેની અવજ્ઞા કરી તેને માટે તેમાંથી ઉપજતા વિરોધી રસનો અનુભવ લેવાનો ગૂઢ સંકેત રહેલો છે. એવા આજ્ઞાભંગમાં આજ્ઞાપાલનનો ગૂઢભાવ પણ રહેલો છે. તેની મીમાંસા કે રહસ્ય એ તો વાણીનો વિષય નથી. એ તો ભક્તના ભાવનો વિષય છે. એટલે કોઈ એવા પ્રેમના ભાવાવેશને લઇને મહાપ્રભુજીએ આજ્ઞાની અવજ્ઞા કરેલી હોવી જોઈએ. છતાં જ્યારે ત્રીજી વાર દેહ સાથે દેશનો પણ પરિત્યાગ કરી પોતાની પાસે આવવાની આજ્ઞા કરી ત્યારે આપશ્રીને લાગેલું હોવું જોઇએ કે પ્રથમ મેં જે અવજ્ઞા કરેલી તે ખરેખર શું આજ્ઞાભંગ હતો ? જો એમ હોય તો તે દૂષિત કહેવાય. આવી દોષબુદ્ધિનો આવેશ ક્ષણવાર આવી જવાથી આ ગ્રંથનો જન્મ થયો હોય એમ સ્પષ્ટ જણાય છે. પછી તો જ્યારે ભાવદશામાંથી બુદ્ધિની દશામાં એ જ વસ્તુની પ્રતીતિ થવા માંડે છે ત્યારે તે વિચારસૃષ્ટિનો વિષય બને છે. અને એવા ભાવના દાખલા અને મંતવ્યોથી સમાધાન કરવું પડે છે. આ ગ્રંથમાં એવી જ વિચારણાનું દર્શન થાય છે, એટલે જ અંતઃકરણને આપશ્રી સમઝાવે છે કે જો કૃષ્ણ સિવાય બીજું કોઇ નિર્દોષ નથી. મેં બે વાર આજ્ઞાની અવજ્ઞા કરેલી તે પણ મારો દોષ જ થએલો, અને દોષ થયો હોય તો ત્રીજી વારની આજ્ઞાથી દેહ અને દેશ પરિત્યાગ કરાવી પ્રભુએ મારી પાસે લૌકિક તથા વૈદિકને મળતું આવું અંતિમ કાર્ય કરાવી મારો દરજ્જો ઉતારી તો પાડયો નથી ને ? જો તેમ કરવામાં આવ્યું હોય તો પણ તારે તો ઉચાટ કરવાને કારણ નથી. જીવરૂપે તું મૂળ શું હતો તે વિચાર તને સ્વામિનીજીનું પદ આપી રાણીસ્થાને સ્થાપી એ ખરૂં, પણ ભગવાનની એવી ઈચ્છા થાય કે તને એ પદે કાયમ ન રાખતાં જરા હીણપદે ઉતારી પાડવી છે, તો તે સ્વામી છે માલિક છે; પોતાની ઇચ્છા પ્રમાણે કરવાને સમર્થ છે. જો પ્રભુ જ

સર્વસ્વ છે તો આવા સ્થિતિભેદથી તને અપમાન જેવું શા માટે લાગવું જોઇએ. આવું સ્થિત્યંતર થવાથી મૂળની સ્થિતિમાં શો ભેદ પડયો ? જીવ તો મૂળથી દુષ્ટ સ્વભાવવાળો હતો. સમર્પણ કરવાથી હું દાસ્ય પદને લાયક થયો. તેવી ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કર્યા છતાં જીવમાં દોષબુદ્ધિ આવી ગઇ, ને તેવા ઉચ્ચપદને માટે નાલાયક ઠર્યો તો તેથી શું ? ગમે તે સ્થિતિમાં પ્રભુ તો પ્રાણના આધારરૂપ છે, ને રહેવાના છે; માટે તે બાબતની ચિંતા ન કરવી. સમર્પણ કર્યા પહેલાં શું મારી સ્થિતિ એવી ઉત્તમ હતી ? અને અત્યારે પણ હું આજ્ઞાભંગના ભ્રમમાં પડયો છું અને તેથી જાણે મને ચાંડાલીપદે ઉતારી દીધી છે એમ માની મારા મનમાં વિમાસણ કરી રહ્યો છું. પણ આ બધો ભ્રમ છે. એવું તે મેં શું કર્યું છે કે જેથી તારે પશ્ચાત્તાપ કરવો જોઇએ ? પ્રભુએ તને આજ્ઞા આપી, ભૂતલ ઉપર મોકલ્યો અને આજ્ઞાના પાલન અર્થે તે ભક્તિરસના અલૌકિકપણાનો તારા દૈવી જીવોને અનુભવ કરાવ્યો. તારાથી મારો વિરહ સહન ન થવાથી મને પાછો ન બોલાવી લેવા તે આજ્ઞા કરી, ત્યારે મેં માન્યું કે તને સંયોગ ભાવની ખોટી ઉતાવળ થઇ છે. એથી મેં ભૂતલ ઉપર માની ભાવનું સેવન કર્યું. આમ કરતાં કરતાં મને પણ લીલામાં આવવાની એટલી જ ઉતાવળ હોવા છતાં તારૂં જ કામ અધુરૂ રહી જશે એવા ભાવથી મેં ભૂતળ ઉપરનું કાર્ય પૂરૂ કરવા ઉતાવળ કરી. છતાં ત્રીજી વારની આજ્ઞાનો ભંગ થતાં તો શાસ્ત્રમાં પણ દોષરૂપ હોવાથી મેં અંતે તે પ્રમાણે દેહ-દેશનો પરિત્યાગ કર્યો છે. તો શા માટે પાછલાં કાર્યો મનમાં લાવી હવે પશ્ચાત્તાપ કરે છે ? માટે હે જીવ, તું સાવધાન થા અને ધીરજ ધર. પ્રભુ તો સત્યસંકલ્પ છે, તે તારૂં કશું પણ ખોટું કરશે નહિ. સેવકનો ધર્મ તો સ્વામીની આજ્ઞા સદાએ અનુસરવાનો છે. મેં પ્રથમવારની એ આજ્ઞામાં આજ્ઞાપણાનો ભાવ ન જોવાથી તેનો અનાદર કર્યો. પણ હવે ત્રીજીવારની આજ્ઞા થવાથી હું જોઇ શકું છું કે ભગવાન મારો વિરહ સહન કરી શકતા નથી, તેથી મારે હવે

જવું જોઈએ. હવે વધારે વાર વિલંબ કરવો એ મોહ છે, માટે મને આજ્ઞા પ્રમાણે દેહ-દેશનો પરિત્યાગ કરવા દે. જો એમ ન કરું, તો દ્રોહ થાય. આ જ સેવકનો ધર્મ છે. હું મારા ધર્મનું પાલન કરીશ તો જ સ્વામી પોતાના ધર્મનું પાલન કરશે. કારણકે મેં ઉપર કહ્યું તેમ તે સત્યસંકલ્પ છે. એથી એમાં વિપરીત ભાવની શંકા લાવવાને કશું પણ કારણ નથી. તો પશ્ચાત્તાપ શા માટે કરવો ? હું સેવક છું અને સેવક રહીશ. શું એ સંભવિત છે કે આવો પ્રેમાળ સ્વામી સેવકની દુર્લક્ષતા કરશે ? લોકમાં આવું બનવા સંભવ છે. કારણકે લોકના સંબંધો અજ્ઞાનમૂલક અને સ્વાર્થી હોય છે, પણ પ્રભુ-સંબંધ આવો નથી.

ઉ૦ : મહાપ્રભુજીએ આવો જીવભાવ શા માટે આણ્યો હશે ?

વ૦ : આપશ્રીનું અવતરણ એ પણ લીલાવત હતું એટલે જીવના કલ્યાણ અર્થે આપશ્રીનાં કાર્યો પણ લીલાવત્ છે. આવી લીલા કહી ભક્તના હૃદયનો કૃષ્ણ પ્રત્યે કેવો અખંડિત દાસ્યભાવ હોવો જોઈએ એ બતાવવાનો આ ગ્રંથનો હેતુ છે. માટે આપશ્રી બોધ આપે છે કે જો સેવકભાવ દૃઢ હોય તો જીવે કશી પણ ચિંતા કરવાની નથી. કારણકે કૃષ્ણને દુનિયાના લૌકિક સ્વામી જેવો ગણવાનો નથી. 'लौकिकप्रभुवत् कृष्णो न द्रष्टव्यः कदाचन !' ખરા સેવકે તો પોતાનું સર્વસ્વ પ્રભુને સમર્પિત કરી દીધું હોય છે, અને આમ કરી તે પોતાના ભક્તિભાવ વડે કૃતાર્થ થએલો છે. તેનો ધર્મ તો આવા ભક્તિભાવમાં સુખ માણવાનો છે, અને અન્યથા વિચારોના વમળમાં પડવાનો નથી.

ઉ૦ : આવા અન્યથા વિચારો કરવામાં શો દોષ રહેલો છે ? આપે બે વખત જે કારણે આજ્ઞાના ભંગમાં આજ્ઞાપાલનનો સંકેત જોયો તો શા માટે તેવો ભાવ ત્રીજી વારની આજ્ઞામાં ન જોયો, અને તેના ભંગમાં દોષબુદ્ધિ જોઈ ?

વ૦ : માણસ ભૂલ કરતો હોય, છતાં ભાવાતિરેકના પ્રભાવે કદાચ એમાં દોષવૃત્તિ ન જુએ. આવું એક વખત બને, બે વખત

અને, પણ ત્રીજી વખત પણ એવું થાય તો માણસનું મન ચાંકી ઉઠે અને તેને લાગે કે ખેર, તેની સમઝણમાં કાંઈક ગલતી હશે. અને તેથી વસ્તુ ગંભીર લાગવા માંડે છે. અને આખો પ્રશ્ન નવા રૂપમાં રજૂ થાય છે. માટે જ તેમને હવે લાગે છે કે જો ત્રીજીવારની આજ્ઞાની અવજ્ઞા કરે તો તેનો અર્થ તો દેહ ઉપરની મમતા એ જ થાય. માટે જ આપશ્રી કહે છે કે પુત્રી ઉપર ઘણો સ્નેહ હોય અને પોતાના ઘરમાં લાંબો વખત રહે એવું પિતા સ્વાભાવિકપણે ઇચ્છે. પણ જો આવી પુત્રીને પરણાવવામાં આવી હોય અને તે પ્રૌઢ ઉમરની થઈ હોય તો પછી તેને લાંબો વખત ઘરમાં રાખી મૂકવાથી તો પરિણામ એ આવે કે વર નારાજ થાય. આવું જ મારે દેહ માટે સમઝવું. આ દેહનું પ્રભુ સાથે વરણ થયું છે, દેહે–જીવે ભૂતળનાં કાર્યો કરી પ્રૌઢપણું પ્રાપ્ત કર્યું. હવે જ્યારે વર–પત્નીનો સંયોગ માગે છે ત્યારે તેની ઉપરના સ્નેહને લીધે તેને પતિ પાસે ન મોકલવામાં મોહ રહેલો છે, અને વરની ઇતરાજી એ તેનું ફળ છે. માટે હવે તો પોતાના ખરા ઘેર જવું એમાંજ પત્નીનું ભૂષણ છે. તો હવે વિલંબ કરવો ન ઘટે. એમ ધારી આપે મનનું સમાધાન કર્યું.

ઉ૦ : મતલબ કે, આજ્ઞાભંગનો જે ધખારો ઉદ્ભવેલો તે હવે અદૃશ્ય થયો એવો એનો અર્થ કરવાનો છે.

વ૦ : હા, પોતે કહે છે કે જો લોકના જેવી મારી સ્થિતિ હોય તો મારી શી ગતિ થાત? મતલબ કે મને આજ્ઞાભંગ માટે માફી મળત નહિ. પણ પ્રભુ એક એવા લોકવત્ નથી. તે તો મારા મનનો ભાવ જાણે છે. માટે આજ્ઞાનો ભંગ થવા છતાં મારી રાજીપદપણાની મૂળ સ્થિતિ જે આવા કારણે અશક્ય લાગે તેને પ્રાપ્ત કરવાની મને કશી પણ ચિંતા નથી, કારણ કે, જો કે વિલંબ કરવામાં મારો કેવળ માનિની ભાવ હતો અને તેના ભંગમાં જ હું તેમની આજ્ઞાનું પાલન માનતો હતો, છતાં પણ તેમાં જો કાંઈ દોષ હશે તો પોતે દયાળુ છે–હરિ છે–દુઃખના હર્તા છે. તેથી તે મારા દોષને હરી લઈ

મને મૂળ સ્થાને સ્થાપશે. માટે ખોટા ભ્રમમાં ન પડતાં નિશ્ચિંત થઇ પ્રભુ પાસે જા. એવી આજ્ઞા પોતે ગ્રંથમાં પશ્ચાત્તાપના નિવારણ અર્થે કરે છે એમ જો ન હોત તો પોતાના આવા અનુભવને આપે વાણીમાં પણ કદાચ ન ઉતાર્યો હોત કારણ આ બાબત તો કેવળ હૃદયની ભાવ દશાને લગતી છે. છતાં આપ કૃપાળુ હૃદયવાળા છે, અને આપે ધાર્યું કે ભવિષ્યમાં થનાર ભક્તોને પણ ભાવની આવી આંટીઘુંટી તેને ગભરાવે ને ભક્ત હતાશ બને તેથી પોતાની જાતનો અનુભવ આપી ભક્ત નિશ્ચિત બને એ હેતુથી આપે એવા રહસ્યયુક્ત અનુ-ભવને 'અંતઃકરણ પ્રબોધ' રૂપે મૂર્તિમંત કર્યો છે. એટલે ભક્તિ માટે તેની કીંમત અનેરી છે.

# વિવેકધૈર્યાશ્રય

ઉ૦ : આપે ગઇ કાલે અંતઃકરણ પ્રબોધના ગ્રંથ ઉપર જે માર્મિક વિવેચન કર્યું તે ઉપરથી મને લાગે છે કે તે એક અનેરો ગ્રંથ છે. ભક્તના મનની ચિંતા તથા અંતઃકરણના અવિશ્વાસ નિવારણ અર્થે આપશ્રીએ એ ગ્રંથનો ઉદ્ભવ કર્યો, પણ મને લાગે છે કે જ્યાં સુધી સેવકનાં બુદ્ધિ તથા હૃદયની શુદ્ધિ તેના યોગ્ય પ્રમાણમાં થાય નહિ ત્યાં લગી ભક્તિની ચોટ બરાબર લાગે નહિ. આ માટે જ્ઞાન માર્ગમાં જેમ યમ–નિયમનું સેવન કરવામાં આવે છે, તેમ અહિ પણ કોઇ પ્રક્રિયા બતાવી છે ?

વ૦ : પ્રક્રિયા પરત્વે તનુજા અને વિત્તજા સેવા એ ભક્તની બાહ્ય કૃતિ તો મેં તમને પૂર્વે બતાવી છે; અને હૃદયની સ્થિરતા માટે 'નવરત્ન' ને 'અંતઃકરણપ્રબોધ' એ ગ્રન્થોનું રહસ્ય આપણે જોયું. હવે બુદ્ધિ અને ચિત્તની શુદ્ધિ અર્થે ભક્તની દૃષ્ટિ કેવી હોવી જોઇએ, એ વિષે 'વિવેકધૈર્યાશ્રય' નામના ગ્રંથનો અભ્યાસ કરવાનું આપણને આજ પ્રાપ્ત થાય છે.

ઉ૦ : પણ હું ભૂલતો ન હોઉં તો જ્ઞાનમાર્ગમાં પણ વિવેકને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે.

વ૦ : હા, જ્ઞાનીએ નિત્યાનિત્ય તથા સત્યાસત્યનો વિવેક કરી નિત્ય અને સત્ય એવા બ્રહ્મને ગ્રહણ કરી, અનિત્ય અને અસત્ય એવા અનાત્મતત્ત્વનો બુદ્ધિથી ત્યાગ કરવો, એ આત્મપ્રગતિમાં પ્રથમ પગથિયું હોય છે. પણ તત્ત્વની દૃષ્ટિમાં બન્ને માર્ગમાં સ્પષ્ટ ભિન્નતા છે. જ્યારે જ્ઞાની ઉપર આધિ, વ્યાધિ કે ઉપાધિ આવી પડશે ત્યારે પુરુષ અને પ્રકૃતિના ભેદને લીધે આવી આગંતુક સંસ્થિતિઓ એ કેવળ પ્રાકૃતિક છે, અને પ્રાકૃતિક હોવાથી અસત્ય છે. એવો વિવેક કરી તેમાંથી આત્મતત્ત્વ તટસ્થતા પોષવાનો પ્રયત્ન કરશે. આ થઇ આત્માનાત્મતત્ત્વની વિવેકદૃષ્ટિ. જ્યારે ભક્ત પણ એવી જ તટસ્થવૃત્તિ જાળવવાનો પ્રયત્ન કરે છે. પણ તેમ કરવામાં તેની દૃષ્ટિ અનોખી

હોય છે. ભક્ત તો કહેશે કે આ જગત તે સર્વ ભગવાનની લીલારૂપ છે. એ લીલાનાં કાર્યોમાં જે કાંઇ સુખ કે દુ:ખરૂપ દેખાય છે તે ખરું જોતાં મારા કર્તૃત્વને લીધે નથી પણ ભગવાનના કર્તૃત્વને લીધે છે તેથી તેનાં કાર્યોનાં પરિણામોમાંથી જે કંઇ સુખ–દુઃખ દેખાય છે તે ખરૂ જોતાં તેને લાગવાં જોઇએ, મને ન લાગવાં જોઇએ, કારણ કે કાર્યનો કર્તા હોય તેજ તેનો ભોક્તા થઇ શકે. છતાં હું તેનો કર્તા છું એવું મારા અજ્ઞાનને લીધે માની બેઠો છું. માટે મને એનાં સારાં ખોટાં ફળની લાગણી થાય છે. પણ, જો હું એમ માનું કે હરિજ પોતાની ઇચ્છાવડે બધું કરી રહ્યો છે, અને તેટલા માટે તેનાં પરિણામો માટે તે પોતેજ જવાબદાર છે, તો તેનાં સારાં–ખોટાં ફળથી મને અસર ન થવી જોઇએ. જેમ એક નોકર પોતાના માલિક વતી કામ ધંધો કરતો હોય, અને તેના બદલામાં તેને બાંધેલો પગાર મળતો હોય, અને તેની મારફત તે શેઠ હજારો રૂપિયા કમાતો હોય, તો તેથી નીપજેલી કમાણી ઉપર તે પોતે કોઇપણ જાતની મમતા અને લાગણી સેવતો નથી, અને ખોટ જાય તો વિમાસણ કરતો નથી. તેમ જગતનાં અને જીવનાં કાર્યો પરત્વે દૃષ્ટિ રાખવામાં આવે, અને તે બધું હરિનુંજ છે એમ ધારી સાક્ષીભૂત જીવન ગાળવામાં આવે, તો જગતનાં સુખ–દુઃખથી જીવ અસ્પૃષ્ટ રહે, અને પ્રભુએ તેને જીવનનો જે ટુકડો આપેલો છે તેનો ઉપયોગ પ્રભુનાં કાર્યોમાં નિસ્પૃહ રીતે કરી તેના અલૌકિક રસને ભોગવી શકે. જીવનમાં આવી દૃષ્ટિ સેવવી તેનું નામ વિવેક.

૭૦ : ત્યારે તો અમુક કાર્ય અમુક રીતે થાય એવી પ્રાર્થના કરવી એ પણ બાધક ગણાય ખરૂંને ?

૭૦ : હાસ્તો, ભક્ત પોતાની મારફત થતાં કાર્યો પરત્વે અમુક પ્રકારના ફળની આશા સેવે અને તેવું ફળ મળે તે માટે પ્રભુને પ્રાર્થના કરે. તેનો અર્થ તો એ થાય છે કે, જે સ્વામીનું કાર્ય તે કરી રહ્યાં છે તેના ડહાપણમાં તેને વિશ્વાસ નથી. અર્થાત પ્રભુના ડહાપણ ઉપર

તે પોતાના અલ્પ ડહાપણની છાપ મારવા માગે છે. અને પ્રભુ ઇચ્છે તેમ નહિ પણ તેની અલ્પજ્ઞતા ઇચ્છે તેમ તેનું પરિણામ લાવવા માગે છે. આજ તેની અજ્ઞાનતા. શું પ્રભુ સર્વ ઠેકાણે વ્યાપ્ત નથી? આ બધું જે કંઈ છે તે તેનું નથી? અને તે શું કરવાને સમર્થ નથી? તે તો સર્વ સમર્થ છે. જે કંઇ છે તે તેનું છે તો પછી શા માટે કાર્યની ગતિ તેની એટલે પ્રભુની ઈચ્છા પ્રમાણે નહિ, પણ પોતાની ઇચ્છા પ્રમાણે થવી જોઇએ એમ માને છે? માટે આવી જાતની ઇચ્છા કરવી અગર પ્રભુ પાસે તેમ કરાવવા માગણી કરવી એમાં જીવ બુદ્ધિની અલ્પતા સમાયેલી છે માટેજ ભક્તિ માર્ગમાં પ્રાર્થના કરવી તે બાધક ગણ્યું છે.

ઉ૦ : મતલબ કે હું કરૂં છું, મેં કર્યું એવા કર્તૃત્વનું અભિમાન સુદ્ધાં ન સેવવું જોઇએ. એમજ ને ?

વ૦ : હા, ભકતે સ્વામીનું અવલંબન સ્વીકાર્યું છે. તે તેને અધીન છે. જો તે સેવક છે તો તેને સેવકના ધર્મ પ્રમાણે જીવનનો વ્યવહાર કરવો જોઇએ. આમ છતાં જો તે કર્તૃત્વનું અભિમાન સેવે તો તેથી તેના સેવક ધર્મનો ભંગ થાય છે. એમ તેણે સમઝવું રહ્યું.

ઉ૦ : પણ, એમ ન બને, કે અમુક કાર્ય પોતે કરતો હોય તે વખતે તેને અમુક પ્રકારે કરવું અગર ન કરવું એવી અંતઃકરણમાં પ્રતીતિ થાય. અને તે તે પ્રમાણે કરે અગર ન કરે તો પછી તેમાં તેનો દોષ ખરો કે નહિ ?

વ૦ : જો તેને અંતઃકરણમાં પ્રભુ આજ્ઞા થાય તો તે પ્રમાણે તે કરે. મતલબ કે તેમાં પોતાની લોભવૃત્તિ અને ઈચ્છાવૃત્તિનો અવ-કાશ ન હોવો જોઇએ. એવી વૃત્તિ બાદ કરતાં તેને પોતાના અંતઃ કરણમાં આવી વિશેષ આજ્ઞા થઇ છે, અને તેવી આજ્ઞાને લઇને તે અમુક કાર્યમાં પ્રવૃત્ત થયો છે, એમ તેને હૃદયગોચર થાય, તો અલબત્ત, તે પ્રવૃત્તિ તે હાથ ધરે. પણ આવાં કાર્ય દૈહિક કે લૌકિક કાર્યોથી

અલગ પ્રકારનાં હોય. આવી કાર્ય–અકાર્ય વિષેની સમઝણ એને જ ભક્તિમાર્ગમાં વિવેક કહ્યો છે.

૭૦ : પણ ધારો કે તેણે અમુક કાર્ય એવી રીતે હાથ ધર્યું અને પછી તેના કાર્યમાં આપત્તિ આવે તો તેણે શું કરવું ?

વ૦ : આવા કાર્યમાં આપત્તિ આવે તો તેણે તે કાર્યમાં હઠપૂર્વક પકડી રાખવું નહિ પણ તેનો ત્યાગ કરવો. આમ કરવાથી કદાચ એવી શંકા થશે કે તેણે અંતઃકરણની આજ્ઞાનુસાર જે કાર્ય ઉપાડેલું તેમાં કાંઈ ગલતી હતી. જો એમ ન હોય તો શા માટે તેવા કાર્યમાં બાધ આવે ? માટે કાંતો તેણે પ્રેરણા પામવામાં કસુર કરેલી કે જીવ બુદ્ધિથી જે કાર્ય પોતાને ગમ્યું તે ભગવત્કાર્ય ગણી પોતાની જાતને ઠગેલી. ગમે તે હો, તેનો નિર્ણય કરવો સહેલો નથી. ભગવાનની ઇચ્છાની કોઈને ગમ નથી. પ્રારંભ દશામાં અન્તર્નાદની સત્યતા પારખવાની જીવની અશક્તિ આપણે સ્વીકારવી જોઈએ. વળી એમ પણ હોય કે તેનો સૂર પારખવામાં જીવે ભૂલ ન કરી હોય અને ભગવદ્ અનુસારનું જ તે કાર્ય હોય. છતાં, તે અટકાવવાની કે બદલાવવાની પ્રભુની ઇચ્છા હોય. તોપણ તેવા કાર્યમાં વિઘ્ન આવે. વિઘ્ન શા માટે આવે છે તે સમઝવામાં જીવને મુંઝવણ તો થવાની જ. અને તે સ્વીકારેલા કાર્યમાં મચ્યા રહેવાનો મક્કમ નિર્ધાર પણ ચાલુ રાખવાને તે ઉદ્યુક્ત થવાનો. છતાં, મહાપ્રભુજી કહે છે કે આવે સમયે જીવે હઠ ન કરવી. હજૂ તેની પ્રારંભની દશા છે. પ્રભુઆજ્ઞા કોને કહેવી અને કોને ન કહેવી તેની સત્યપ્રતીતિ થવી એ પણ આવી કાચી દશામાં દુર્લભ છે. અને તેની બુદ્ધિ અશુદ્ધ હોવાથી ધર્માધર્મનો વિવેક આપબળે કરવો એ તેને માટે અસંભવિત છે. માટે કાર્યમાં આપત્તિ આવે તો 'એ ન કરવું અગર તેને છોડી દેવું' એવી પ્રભુની ઇચ્છા છે એમ ધારી હઠાગ્રહ ન કરતાં તે કાર્યનો ત્યાગ કરવો, એવી આજ્ઞા મહાપ્રભુજી કરે છે. કાર્યમાં આવો વિવેક કરવો એનું નામ ભક્તિમાર્ગીય વિવેક.

ઉ૦ : પણ આમ કરવાથી જીવનું સંકલ્પબળ નબળું ન પડે? અને જીવનમાં એક જાતની આત્માની નબળાઇ અને અશ્રદ્ધા ન જન્મે?

વ૦ : ભક્ત પોતે પોતાનું જીવન ભગવદ્ આજ્ઞાનુસાર ગાળી રહ્યો છે એ ભાવ જ ઉપયોગી વસ્તુ છે. કાર્ય–અકાર્યની, સત્યાસત્યની ભાંજગડમાં એ પડતો નથી, તે પોતાની અલ્પબુદ્ધિનો સ્વીકાર કરે છે. જીવ સ્વભાવથી દુષ્ટ છે તેવું તે માને છે. એથી તેની અલ્પબુદ્ધિમાં એ વિશ્વાસ રાખતો નથી. તેથી આવી રીતે ઉપાડેલાં કાર્યો ભગવદ્ આજ્ઞાનુસાર છે એમ માની તે ગ્રહણ કરે. પણ આપત્તિ આવતાં તે ચાલુ રાખવાની ભગવદ્ ઇચ્છા નથી એમ માની તે છોડી દે તેમાં જો ભગવદિચ્છાને નિયામક ગણી તેની પ્રવૃત્તિનિવૃત્તિને નિયમિત કરે તો તેમાં જરા પણ દોષ નથી. આમ ન કરવામાં જ તેનું મમત્વ સમાયેલું છે. જ્ઞાનદષ્ટિએ લીધેલ કાર્યને વળગી રહેવું અને જીવ જાય પણ ગ્રહણ કરેલું કાર્ય ન જાય એવો હઠાગ્રહ તે લૌકિક દષ્ટિએ ગમે તેટલું પ્રશંસાપાત્ર ગણાતું હશે પણ તેમાં તે સત્કાર્ય હોય તો સાત્ત્વિક અભિમાન રહેલું છે. માટે આપત્તિને પણ પ્રભુકૃત માની નકામો ક્લેશ ન કરતાં તે છોડી દેવું અને અક્લિષ્ટ ચિત્તે પ્રભુ તેને જે બુદ્ધિ આપે તે પ્રમાણે નવું કાર્ય ગ્રહણ કરવું. એમાં જ ભક્તહૃદયની દીનતા રહેલી છે. આમાં વ્યાવહારિક દષ્ટિએ કદાચ નિર્બળતા જણાય, એ હું કબુલ કરું છું, પણ કાર્યાકાર્યમાં જો જીવની સાચા હૃદયની દીનતા હોય તો તેણે કશું પણ બીવા જેવું નથી. આખરે તો જ્યાં લગી ભક્તના હૃદયમાંથી કર્તૃત્વ–અકર્તૃત્વના ભાવો નિર્મૂળ ન થાય ત્યાં લગી ચિત્ત પુરેપુરૂં શુદ્ધ થતું નથી માટે જ પ્રભુ અમુક કાર્ય કરાવે કે છોડાવે. અને વળી છોડી દીધેલાં કાર્યો ફરી ગ્રહણ કરાવે. આમ જીવ પાસે ગમે તેવાં કાર્યો કરાવે પણ આ બધી કૃતિ પાછળ ભગવદ્બુદ્ધિ હોય તો પછી શરમાવાની જરૂર નથી. આખરે તો ભક્તનું મુખ્ય ધ્યેય જીવ અને જીવની કૃતિઓને ઠેકાણે પ્રભુને સ્થાપવાનું જ છે. તે સફળ કાર્યો

કે નિષ્ફળ કાર્યો દ્વારા પણ થઈ શકે. તે કેવી રીતે થવું જોઈએ તેનો નિયામક પ્રભુ પોતે છે.

ઉ૦ : ખરેખર હવે હું વિવેક વિષે બરાબર સમઝયો. હવે મને ધૈર્ય વિષે મહાપ્રભુજીએ શી આજ્ઞા કરેલી છે તે કહો વારૂ. એક રીતે એમ કહીએ કે પુષ્ટિમાર્ગની દષ્ટિએ વિવેક ધૈર્ય અને આશ્રયની સમઝણ તેના વિશેષ અર્થમાં છે. અને તે રીતે તે પણ તેના પારિભાષિક શબ્દો છે.

વ૦ : હા, એમ કહો તો ખોટું નથી. હવે હું તમને ધૈર્યનું રહસ્ય સમજાવીશ. ધૈર્યનો સામાન્ય અર્થ તો તમે જાણો છો ને ?

ઉ૦ : ધૈર્ય એટલે દુઃખ સહન કરવું તે. અર્થાત્ ધૈર્ય એટલે સહનશીલપણું.

વ૦ : જગતમાં અનિષ્ટ સામે વિરોધ બે રીતે થઇ શકે—અનિષ્ટ સામે સીધો હુમલો કરીને અગર તો તેની સામે ન થતાં તેની કૃતિનો અસ્વીકાર કરી તેની અસરથી અસ્પૃષ્ટ રહીને, પહેલામાં સ્થૂલવિગ્રહ છે; બીજામાં સૂક્ષ્મવિગ્રહ છે. પહેલામાં અનિષ્ટ જોડે સહકાર છે પણ તેના બળને વશ નહિ થવાનો સ્થૂળ પ્રયત્ન છે. બીજામાં અનિષ્ટનો અસ્વીકાર કરી તેની અસરને વશ ન થવાનો માનસિક વિરોધ છે. આમ વિરોધ તો બન્નેમાં છે. એકમાં બાહ્ય તો બીજામાં આંતર. પણ તેની રીતમાં ફેરફાર છે. ઉભયમાં પુરુષાર્થ છે, પરંતુ પહેલામાં સ્થૂલબળ ઉપર વિશ્વાસ રાખવામાં આવે છે. બીજામાં આત્મબળ ઉપર વિશ્વાસ રાખવામાં આવે છે અર્થાત્ લોકભાષામાં એક હિંસાત્મક છે, જ્યારે બીજો અહિંસાત્મક છે. એકમાં દુશ્મનને મારીને હઠાવવાની વાત છે બીજામાં દુશ્મનના હુમલાથી પડતાં દુઃખને સહન કરી દુઃખની તીક્ષ્ણ ધારને બુઠ્ઠી બનાવવાનો આધ્યાત્મિક પ્રયોગ રહેલો છે. ભક્તને આ બીજો—આધ્યાત્મિક માર્ગ ગ્રાહ્ય છે. માટે આ ગ્રંથમાં એવી આજ્ઞા કરવામાં આવી છે કે જીવે ત્રણ પ્રકારનાં દુ;ખો આધિ, વ્યાધિ અને ઉપાધિ અર્થાત્ બહારનાં, શારીરિક અને માનસિક સહન કરવાં જોઇએ.

ઉ૦ : આવાં દુઃખો શી રીતે સહન કરવાં ? તેનો કંઇ માર્ગ ?

વ૦ : આધિ એટલે બહારથી આવતાં દુઃખો તક્રવત્ સહન કરવાં. મતલબ કે જેમ દૂધની છાશ કરી તેમાંથી માખણ ગ્રહણ કરવામાં આવે છે અને છાશને ફેંકી દેવામાં આવે છે તેમ જગતનાં આનુષંગિક દુઃખો પણ આપણને કંઇને કંઈ માખણરૂપી જ્ઞાન આપવાને આવે છે. ખરૂં જોતાં આ વિશ્વ એ અનુભવની એક વિશાળ શાળા છે. તેમાં જીવને સુખ અને દુઃખ બન્ને મળે છે. આવા અનુભવોમાંથી જીવ તેની કિંમત આંકતાં શીખે છે. અનુભવથી તેને લાગે છે કે તેના અનુભવ સુખમય હોય કે દુઃખમય, ગમે તેવા હોય પણ તે આખરે તો ક્ષણિક અને અલ્પ છે. તેનાથી મુગ્ધ થવું કે કિલષ્ટ થવું તે નકામું છે. આવી લાગણી થવામાં કેવળ જીવનું અજ્ઞાન જ કારણભૂત છે. જો જીવ જગતની કૃતિઓને ભગવાનની લીલા છે એમ માને અને તેના પરિણામો ઉપરથી પોતાનો કે જીવના કર્તૃત્વનો દાવો ઉઠાવી લે તો પછી જેમ કોઈ વૈદ્ય રોગીના રોગની ચિકિત્સા તટસ્થપણે કરી રોગથી અલગ રહી શકે છે તેમ પોતે પણ તેનાથી અસંગતા સેવી શકે છે. પણ ભલે દુનિયાનાં દુઃખો તેની ઉપર આવી પડે. આખરે તો પવનના ઝપાટાની જેમ વૃક્ષની ડાળીઓને હચમચાવીને તે પસાર થઇ જવાનો જ છે. જીવનવૃક્ષ પણ, એવું જ અમર અને ફલાત્મક છે. વાવાઝોડું ભલે પળભર તેને હેરાન કરે. આખરે તેનો અંત આવવાનો છે. માટે જીવનનાં એવાં બાહ્ય દુઃખોથી ન ગભરાતાં તેમાંથી કંઈ બોધ લેવા જેવો હોય તે ગ્રહણ કરી તે આ જીવે સહન કરવાં. તેનાથી હારી ન જતાં કેવળ પ્રભુનો આશ્રય દૃઢ કરવો આમ કરવાથી આપત્તિઓની દુઃખ આપવાની ધાર બુઠ્ઠી બની જશે અને દુઃખ સહન કરી જીવ વધારે બળવાન બનશે. માટે દુન્યવી બહારનાં દુઃખો પ્રત્યે ભક્તે તક્રવત્ વૃત્તિ સેવવી.

ઉ૦ : બહારનાં દુઃખો પ્રત્યે ભક્તે તક્રવત્ વૃત્તિ કેવી રીતે સેવવી ?

વ૦ : વ્યાધિ એટલે શરીરને લગતાં દુઃખો, માન, અપમાન,

વગેરે તે જડવત્ સહન કરવાં. એટલે જડભારત મુનિએ દેહ પ્રત્યે જેવી વૃત્તિ સેવી હતી તેવી વૃત્તિ ધારણ કરવી.

૬૦ : જડભરતે કેવી વૃત્તિ સેવી હતી ?

૧૦ : જડભારત તેમના આગલા જન્મમાં ભરતમુનિ તરીકે પ્રખ્યાત હતા. તેઓ ગંડકી નદીના કિનારે આશ્રમ બાંધી બધો વખત ધ્યાનગ્રસ્ત દશામાં રહેતા હતા. એક દિવસે એક સગર્ભા મૃગલી, ભય પામી નદી ઓળંગતી હતી. તેની પાછળ ક્રૂર શિકારી પડયો હતો. આ ભયભીત દશામાં મૃગલીએ એક બચ્ચાને જન્મ આપ્યો. કુદવાના તેના પ્રયત્નમાં તે તો મરણ પામી, મૃગબાલને નદીમાં તણાતું જોઇ મુનિને દયા આવી. તે તેને જળમાંથી બચાવી ઘેર લાવ્યા, ને પાળી પોષી મોટું કરવા લાગ્યા. મૃગની સંભાળ રાખવાની ચિંતામાં તેમનું મન તેનામાં વધારે ને વધારે આસક્ત થયું. ને એટલે સુધી કે તેમના અંતકાળે પણ તેમની વૃત્તિ તે મૃગના બચ્ચામાં જ રહી. પરિણામે બીજા અવતારમાં ઋષિ તે મૃગને પેટે મૃગના અવતારમાં જન્મ્યા. આમ છતાં તેમનું પૂર્વ જન્મનું તપ ઘણુ ભારે હોવાથી તેમનામાં તેમની પ્રવાસસ્થાનની સ્મૃતિ કાયમ રહી, અને આવી હીન દશામાં મૃગ તરીકેનો અવતાર પૂરો કરી મનુષ્યરૂપે જન્મ્યા પણ તેમને તેમના પૂર્વાવતારની સ્મૃતિ કાયમ હોવાથી પોતે જડભરત નામ રાખી પ્રબળ-જ્ઞાની તરીકે જગતમાં કેવળ સાક્ષીવત્ જીવ્યા. તેમણે આજીવન મૌન વ્રતનો અંગીકાર કર્યો અને પોતાના દેહમાં અનાત્મબુદ્ધિ સેવી. તેનાં કાર્યોથી કેવળ અલિપ્ત રહ્યા. વ્યાધિઓ એ ખરૂં જોતાં દેહેન્દ્રિયોનાં કાર્યોને એવાં ક્ષણિક અને કર્માધીન માની તેનાથી અલિપ્ત રહેવું. વ્યાધિઓ એ ખરૂં જોતાં દેહેન્દ્રિયોનાં કાર્યો છે, ને કાર્ય-કારણના નિયમને અધીન હોવાથી તે માટે રાગદ્વેષ રાખવો નિરર્થક છે. માટે જ્યારે શારીરિક વ્યાધિઓ જીવને ઘેરી લે તે વેળા તે પણ શુદ્ધિકરણ માટે નિમિત છે અને ભગવદિચ્છાને અધીન છે એમ માની સેવકે

તેને સહન કરવી. ઉપાધિ—તે સૂક્ષ્મ પ્રકારનાં દુઃખો છે. કારણ કે તે માનસિક હોય છે. તેવાં દુઃખો ગોપીની પેઠે સહન કરવાં.

ઉ૦ : ગોપીઓની પેઠે એટલે આપ શું કહેવા માગો છો ? જરા સ્પષ્ટ કરી સમજાવો.

વ૦ : ગોપીઓ ગૃહસ્થાશ્રમીઓ હતાં, અને સાંસારિક જીવન ગાળતાં હતાં. પણ પ્રભુ પ્રત્યે તેમના આત્માની અનુરક્તિ એવી ગાઢ હતી કે સંસારનાં કાર્યો તેઓ કેવળ અનાસક્ત ચિત્તે કૃત્રિમપણે જ કરતાં હતાં. તેમાં તેમનું ચિત્ત ન હતું, એટલું જ નહીં પરંતુ આવાં લૌકિક કાર્યોને પણ તેઓએ ભગવન્મય બનાવ્યાં હતાં. ભગવાનના પ્રેમમાં તેઓ એટલાં બધાં નિમગ્ન બની ગયાં હતાં કે દુનિયાના આહાર વિહાર કરતાં કરતાં તથા બાળકો તેમજ પરિજનનો સંગ સેવતાં છતાં જાણે બધું જ કૃષ્ણમય હોય ને તેમનો લૌકિક વ્યવહાર પણ કૃષ્ણ માટે કરતાં હોય તેવી બુદ્ધિથી સંસારને તથા સમાજના વ્યવહારો રાખતાં. ભક્તે પણ પોતાના સર્વ દેહની ઇન્દ્રિયોના વ્યવહારોને એવી દૃષ્ટિથી રાખવા મથન કરવું. તેમાંથી ઉત્પન્ન થતાં દુઃખો પણ ભક્તિભાવને દૃઢ કરવાને જ છે એમ માની તેને ખુશીથી સહન કરવા અને ચિત્તવૃત્તિને ભગવાનમાં બમણા જોરથી વાળવી.

ઉ૦ : આધિ વ્યાધિ કે ઉપાધિ ગમે તે પ્રકારનું દુઃખ આવે તો તે ખુશીથી સહન કરવું અને ઉલટું દુઃખને આરોગ્યના બીજ તરીકે ગણી તેને સત્કારવાં. તો શું તેને ઉપાય ન કરવો અગર તેની નિવૃત્તિ માટે આપોઆપ સહાય આવે તો તે ગ્રહણ ન કરવી ?

વ૦ : તેના પ્રતિકાર માટે સહજ ઉપાયો હોય તે ભગવદિચ્છા માની ભલે કરવામાં આવે. પણ તેના પરિણામ માટે અનાકાંક્ષી થવું. દુઃખના નિવારણ માટે કોઇ પ્રતિકાર મળી આવે તો ભગવદિચ્છાથી તે મળ્યો છે એમ માની તેને ગ્રહણ કરવો. તેમ કરવાથી સહન કરવાના ભક્તના સામાન્ય ટેકને બાધ આવશે, એમ માની તેનો તિરસ્કાર ન કરવો આવી બાબતોમાં પણ હઠાગ્રહ ન કરવો.

ઉ૦ : કદાચ ઘરની સ્ત્રી, તથા કુટુંબીજન તથા અન્ય દુષ્ટજનો તરફથી આપણી ઉપર આક્રમણ થાય તો શું કરવું ?

વ૦ : એમ થાય તો પણ શાંતચિત્તે તે સહન કરવું. ફક્ત ઇન્દ્રિયોનાં કાર્યો પોતા માટે ન કરે પણ ભગવાન માટે તેનો ઉપયોગ કરે. આવાં ઇન્દ્રિયોનાં કાર્યોનો ત્યાગ કેવળ સ્થૂળ રીતે કરવાનો નથી, પણ મન અને વચનથી તેમનો ત્યાગ કરવાનો છે; આમ કરવા છતાં પોતાની અશક્તિને લીધે તે ન ફાવે તો પણ તેનાથી ગભરાવાની જરૂર નથી. તેણે સાચાહૃદયથી પ્રયત્ન કરવો એ જ તેના માટે યોગ્ય છે. હિંમત હારવી નહિ. આખરે પ્રભુનું બળ જ કામ આવવાનું છે. તેથી તે શક્તિવાળો હોય કે નિર્બળ હોય. ગમે તે દશામાં હોય છતાં તેણે પોતાની ઇન્દ્રિયોને પોતાના કાર્યોમાં ન રોકતાં ભગવત્ કાર્યોમાં રોકવા યત્નશીલ થવું. તેમ કરતાં જે કોઈ દુઃખો આવી પડે તે ધૈર્યપૂર્વક સહન કરવાં, એ એનું રહસ્ય છે. કારણકે હરિ એ દુઃખનો હર્તા છે, અને તે જ તેનું બળ છે. એવી શ્રદ્ધા એ જ ભક્તિભાવનું પોષક તત્ત્વ છે.

ઉ૦ : અને આશ્રયભાવ એતો ભક્તિભાવની વિશિષ્ટતા હશે એમ મને લાગે છે, કારણકે જ્ઞાનમાં સ્વાશ્રય ઉપર ઝોક વધારે હોય છે, જ્યારે ભક્તિમાં ભગવદાશ્રય ઉપર વધારે ઝોક હોય છે. હું બરાબર સમજ્યો છું ને ?

વ૦ : હા, તમારી સમઝણ બરાબર છે; પણ તેનો મર્મ પણ સમઝવા જેવો છે. ભક્તની કસોટી આમાં જ રહેલી તેનો આશ્રયભાવ કેટલો દૃઢ છે તે ઉપર જ તેની પ્રગતિનો આધાર છે. માટે જ અનન્યાશ્રય એ ભક્તિનું મુખ્ય તત્ત્વ મનાય છે. એના વિના ભક્તિની પ્રગતિ અસંભવિત છે.

ઉ૦ : તો કૃપા કરી આપ તે ઉપર જરા વધારે સ્પષ્ટતા કરશો તો આનંદ થશે.

વ૦ : અસમર્પિત વસ્તુનો ત્યાગ અને અનન્યાશ્રય આ બે તત્ત્વો પુષ્ટિમાર્ગમાં મુખ્ય ગણાય છે. જેઓ ભક્તિમાર્ગની પ્રણાલિકા પણ

યથાવત્ પાળી શકતા નથી તેમને માટે ભગવદ્આશ્રયભાવ એ એક જ ઉપાય છે. એવા આશ્રયભાવમાંથી તદીયતાનો જન્મ થાય છે. જ્યાં સુધી જીવને પોતાની શક્તિમાં કે અન્ય દેવદેવીઓની શક્તિમાં વિશ્વાસ હોય, અને જ્યાં લગી પોતાનાં દુઃખોની નિવૃત્તિ અર્થે અગર સુખની પ્રાપ્તિ અર્થે તે તેમના ઉપર આધાર રાખતો હોય ત્યાં લગી આવો અનન્યાશ્રયનો ભાવ સિદ્ધ થાય નહિ, માટે એવી વૃત્તિ સતત કાયમ રહે એ માટે મહાપ્રભુજી અષ્ટાક્ષર મંત્રનું દાન કરી તેનો પતિક્ષણ જપ કરવાનો વિધિ બતાવે છે. આવો ભાવ સિદ્ધ થતાં ભક્તિની સિદ્ધિ પણ શક્ય બને છે. માટે પ્રથમ તો સેવકે આશ્રયભાવ કેળવવા મહેનત કરવી જોઇએ,

ઉ૦ : આવો આશ્રયભાવ એતો એક માનસિકભાવ માત્ર હોઇ શકે, તેમાં કશા વિધિ–આચારને લગતા વિચારોને સ્થાન નથી, એવી મારી સમજણ બરાબર છે ?

વ૦ : હા, માણસ બીજે ઠેકાણે કયારે ફાંફાં મારે છે ? કાંઈ દુઃખ આવી પડયું હોય, નુકસાની થઇ હોય, કાંઈ પાપ કરી બેઠો હોય, કામક્રોધાદિ છ શત્રુઓથી ઘેરાઈ ગયો હોય, કોઇ કહેવાતા ભક્તના દ્રોહનો વિષય થઇ પડયો હોય, તેના હૃદયમાંથી ભક્તિનું ઝરણું સુકાવા લાગ્યું હોય, તેને અભકતો તરફથી દુભવવામાં આવતો હોય, કોઇ કાર્ય પોતાની શક્તિ બહારનું લાગે ત્યારે, અગર તો આ કાર્ય તો મારાથી જ બની શકશે એવું અભિમાન થઈ આવે ત્યારે, પોતે અહંકારને વશ થઈ પડે ત્યારે, પોતાના ઉપર આધારભૂત હોય એવાં કુટુંબીજનોના પોષણનો સવાલ તેને હેરાન કરી રહ્યો હોય ત્યારે, અથવા તો પોષણ માટે પોતાના ઉપર આધાર રાખતા પોષ્યજનો વડે જ તેને દુઃખ દેવામાં આવે ત્યારે, અગર તો પોતાના પડોશીઓ વડે આક્રમણ કરવામાં આવે ત્યારે આવા અનેક પ્રસંગે જ્યારે જીવ અનેક પ્રકારના આધિવ્યાધિ અને ઉપાધિની પીડાથી પીડાય ત્યારે તેણે શું કરવું તે ન સૂઝવાથી તે બીજે ઠેકાણે ફાંફાં મારે છે. આ બધાં તો

ઐહિક દુઃખો કહેવાય પણ એથી મારૂં શું થશે, મને પ્રભુ ક્યારે આ દુનિયાના નાવમાંથી ઉગારી લેશે એવી આધ્યાત્મિક ચિંતાઓ પણ ચિત્તને ડામાડોળ કરે એવાં આધ્યાત્મિક કે પારલૌકિક દુઃખો વડે ભક્ત અશાંત કે અસ્થિર બને. આવે પ્રસંગે તેણે શું કરવું? તેણે પોતાના બળ ઉપર આધાર રાખવો? આ બધાના નિવારણ માટે પોતાના આત્મબળ ઉપર આધાર રાખવો એ જ્ઞાનમાર્ગ. પણ જીવની સ્વાભાવિક દુષ્ટતા અને નબળાઇ જોતાં આ માટે તેની પાત્રતા ઘણી ઓછી લેખીએ તેમાં કશું ખોટું નથી. ત્યારે શું તેણે તેના નિવારણ તરીકે અન્ય નાના મોટા દેવનો આશ્રય ખોળવો? ભક્તકવિ દયારામ ભાઇ કહે છે કે 'અન્યદેવો પણ બિચારા ભિખારી છે'. જેઓ પોતે ભિખારી હોય તે તમારી ભીખ કેવી રીતે પૂરે. કદાચ તમને તાત્કાલિક સંતોષ આપે અને તમારાં ઐહિક દુઃખો મટે પણ તેથી તમારા આત્માની ભૂખ કાંઇ ઓછી ભાગવાની છે? માટે મહાપ્રભુજી કહે છે કે એવા અન્યાશ્રયના ભાવો છોડી દઈ પુષ્ટિજીવે તો કેવળ એક જ ધણીનો અનન્યાશ્રય ખોળવો અને શ્રીકૃષ્ણનું શરણું શોધવું. મતલબ કે ઐહિક તેમજ પારલૌકિક દરેક વસ્તુની સિદ્ધિ અર્થે હરિ એ જ મારૂં શરણ છે, એ ભાવ હૃદયમાં કાયમ કરી એ જ ભાવને વિચારવો, અને વાણીથી ઉચ્ચારવો યા ગાવો.

ઉ૦ : શું એનો અર્થ એવો કરવો કે અન્ય દેવનાં ભજનો ન ગાવાં કે અન્ય દેવાલયોમાં ન જવું?

વ૦ : જો પૂર્વે બતાવ્યું એમ કૃષ્ણ એજ સર્વ દેવોનો દેવ હોય તો પછી તેને મૂકી બીજાને ગાવું કે અન્ય કને જવું તેમાં શો હેતુ હોઈ શકે? જો આમ કરવામાં આવે તો કાંતો તેને હજુ પ્રભુના સ્વરૂપનું જ્ઞાન થયું નથી, અગર તો તેનો પ્રભુ પ્રત્યેનો ભાવ રૂ જેવો પોચો છે. અને તેથી અફળ છે, એટલો જ તેનો અર્થ થાય. ભલે તમારે અન્યદેવના ગુણગાન કરવાનો કે તેની સમીપ જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય ને તમે તેમાં ભાગ લો, પણ જો તમે પોતાની મેળે

હૃદયના આશ્રયભાવથી આવાં ગુણગાન કે સાંનિધ્ય સેવો તો તેનો અર્થ એજ થાય કે તમારામાં કૃષ્ણ પ્રત્યે આશ્રયભાવ સિદ્ધ થયો નથી. આનું નામજ વ્યભિચારીભાવ. પ્રેમ ભક્તિમાં એવો ભાવ બહુ બાધક છે. સંસારમાં માનુષી પ્રેમના સાચા સંબંધોમાં પણ આવા વ્યભિચારી ભાવને નિંદ્ય ગણવામાં આવે છે. તો આવા દૈવી પ્રેમમાં તેની હીનતા લેખાય તેમાં શી નવાઇ છે?

ઉ૦ : ભલે તે ગૌણ પ્રકારની ભક્તિ કહેવાય પણ આપે તેને અફળ કેમ કહી?

વ૦ : ઐહિક તેમજ અલૌકિક બન્ને બાબતમાં પ્રેમના પોષણ અર્થે અનન્યતા એજ મુખ્ય વસ્તુ છે. જે એકી વખતે અનેકને ભજે તે ઘરનો નહિ અને ઘાટનોય નહિ. બે ઘરનો પરોણો ભૂખે મરે એ કથનમાં સત્યાંશ સમાયેલો છે, એ ભૂલવું ન જોઈએ. માટે અન્યાશ્રય ન કરવો, તેમ અન્યની પ્રાર્થના સુદ્ધાં ન કરવી એજ સર્વમાન્ય સિદ્ધાંત છે, કારણકે તેમ કરવું એ મેં પૂર્વે જણાવ્યું હતું તેમ અવિશ્વાસ મૂલક છે. અને અવિશ્વાસ કરવો એ ભકિતમાં ઘણુંજ બાધક છે.

ઉ૦ : ત્યારે શું અન્ય દેવોની અવજ્ઞા કરવી?

વ૦ : અન્યને ભજવા નહિ એમ કહેવામાં તેમની અવજ્ઞા બીલકુલ થતી નથી? અન્ય દેવો એ પણ પ્રભુના વિભૂતિ દેવો છે તેમને સોંપેલા અધિકાર પ્રમાણે તેઓ પણ સૃષ્ટિનું કાર્ય કરી પ્રભુની સેવા બજાવી રહ્યા છે પણ તેમનો અધિકાર કે તેમની શક્તિ તે તેમની પોતાની સ્વતંત્ર સંપત્તિ નથી, પણ પ્રભુએ આપેલી છે. તેથીજ તેઓ પ્રભુના આશ્રિત છે. પ્રભુનું જ કાર્ય કરતા હોવાથી આવા દેવો આપણા માન અને આદરને પાત્ર છે. પણ તે ઉપરથી તેમનામાં આશ્રયબુદ્ધિ રાખવી એવું સિદ્ધ થતું નથી. આપણે તો એ આશ્રિતોના પણ આશ્રયસ્થાન એવા કૃષ્ણને ભજવા એજ આપણો ધર્મ છે. એવો આશય આમાં સમાયેલો છે. શ્રદ્ધા એ જ ભક્તનું પ્રેરક બળ છે. માટે બાહ્માઓ અને ચાતકનાં દૃષ્ટાંતો નજર આગળ રાખી મમત્વનો ત્યાગ

કરી જે કાંઈ ઊંચા કે હલકાં ઐહિક કે પારલૌકિક કાર્યો કરવાનું પ્રાપ્ત થાય તે કરવાં. શ્રદ્ધાપૂર્વક આવાં કાર્યો કરવાં અને પ્રભુ જ મારા સર્વ કાર્યો સિદ્ધ કરશે એવો આશ્રયભાવ સેવવો, એનું નામ આશ્રય.

ઉ૦ : એ તો હું યથામતિ સમઝયો. પણ પેલા બ્રહ્માસ્ત્ર અને ચાતકના દૃષ્ટાંતોની વાત તમે કહી તે શું ?

વ૦ : તમને પૌરાણિક કથા યાદ હશે કે રાવણના પુત્ર ઇંદ્રજીતે હનુમાનજીને બ્રહ્માસ્ત્ર વડે સુતરના તાંતણાથી બાંધી રાવણ આગળ ખડો કર્યો. હનુમાન ઘણા જ બળવાળા હતા ને સહેલાઈથી બંધાય તેવા ન હતા. છતાં જ્યાંરે બધા પ્રયત્ન નિષ્ફળ ગયા ત્યારે ઈંદ્રજીતે તેમના ઉપર બ્રહ્માસ્ત્ર છોડયું, અને ઉપર જણાવ્યું તેમ સુતરના તાંતણે તેમને બાંધ્યા. બ્રહ્માના નામનું જે બાણ છોડવામાં આવેલું તેનું જો હનુમાનજી ન સત્કારે તો તેમાં પોતાના પિતા એવા બ્રહ્માજીની અવજ્ઞા થાય માટે જ તેણે પોતાની જાતને બંધાવી દીધી, પણ રાવણ શક્તિથી એવો હેબતાઇ ગયો હતો કે જ્યારે તેણે કેવળ સુતરથી બંધાયેલા હનુમાનજીને તેણે જોયા ત્યારે તરત જ બોલી ઉઠયો, અરે જોતા નથી આવા બળવાન દુશ્મનને લોઢાની સાંકળો વડે બાંધો. સુતરનો દોરો તેને બાંધી રાખશે નહિ ; આવો વિશ્વાસ તેણે શક્તિમાં કર્યો ને તેથી સુતરના દોરડા કરતાં લોઢાની સાંકળની શક્તિમાં વધારે પડતો વિશ્વાસ મુકયો પરિણામ એ આવ્યું કે બ્રહ્માસ્ત્રની શક્તિમાં જે શકિત હતી તે જતી રહી અને લોઢાની સાંકળ તોડવી એ તો હનુમાનજીને રમત વાત હતી. તેમણે તે તોડી અને તે ત્યાંથી ભાગી ગયા. આમ જો શ્રીકૃષ્ણમાં વિશ્વાસ ન રાખતાં અન્યદેવનો આશ્રય ખોળવામાં આવે તો તે કૃષ્ણપક્ષ માટે અયુકત કહેવાય. જો અન્યાશ્રય કરે તો ભગવાન પોતે તેને મદદ કરી શકે નહિ. અને અન્યદેવોએ કૃષ્ણના હોવાથી તેમની તરફના ભાવને પણ જુટો સમજે. એટલે બન્ને તરફથી તેની અવજ્ઞા થાય. માટે અવિશ્વાસ ન કરવો. એમ મહાપ્રભુજી આ બ્રહ્માસ્ત્રનો દાખલો આપીને બોધે છે. તેવોજ દાખલો ચાતકપક્ષીનો

છે. કહે છે કે ચાતકપક્ષી ફક્ત સ્વાતિ નક્ષત્રમાં વરસાદનું જે જળ પડે તેજ પીને જીવન નિર્વાહ કરે છે. તે વિના બીજું જળ તેને ખપતું નથી. જો આવો એનો ટેક હોય, અને સ્વાતિ નક્ષત્રમાં વરસાદ ન પડે તો તેની શી સ્થિતિ થાય? બિચારૂ મરી જાય. પણ પ્રભુ બહુ દયાળુ છે, જેઓ એવા ટેકધારી છે તેની ટેક તે પાળી શકે તે માટે હમેશાં સ્વાતિ નક્ષત્રમાં તે જળ મોકલે છે. જો વરસાદનો રાજા એવો ઇંદ્રદેવ પોતાના ઉપર આશ્રિત એવી પક્ષીની આમ કાળજી રાખે છે તો દેવના દેવ એવા કૃષ્ણના તમે ભક્ત છો અને તેના જ આશ્રિત છો. તો તમને એ કેમ છોડી દેશે? માટે દુઃખ કે સુખના ગમે તે પ્રસંગો આવે છતાં જો તમારો આશ્રયભાવ કાયમ રહે તો તમારો બેડો પાર છે? એમ તમારે સમઝવું. જો કે, આ આશ્રયભાવ અગર તો શરણ ભાવના એ ભકતોની અપેક્ષાએ ગૌણભાવ છે પણ તે ભકિતની પ્રથમ અવસ્થા છે. માટે તેનું સેવન પુષ્ટિ ભકતે કરવું કારણ કે આ કલિકાળ મહા બાધક છે, બધા માર્ગોમાં સૌથી સરલ અને સીધી એવી ભકિત પણ સાધી શકવી એ જીવ માટે દુર્લભ છે: માટે આ શરણભાવનો ત્યાગ ન કરવો એવું આ ગ્રંથનું રહસ્ય છે.

## કૃષ્ણાશ્રય

૭૦ : વિવેકધૈર્યાશ્રયમાં આપે કહ્યા, તેવા ભાવો સેવવામાં આવે તો જીવ કૃતાર્થ થઈ જાય, એમ સ્પષ્ટ લાગે છે. પણ તેવું બનવું મહા કઠણ છે. આ જમાનો બુદ્ધિનો છે, ને કાલબળ પણ ઘણું ભારે છે આવે સમયે જીવને પોતાનો માર્ગ નક્કી કરવો એ ઘણું દોહ્યલું લાગે, એ સ્વાભાવિક છે. તો આવા વિકટ સમયમાં સરળતાથી ભક્તિના પંથમાં આગળ વધવા માટે કોઈ ઉપાય છે ?

વ૦ : તમે કહો છો તે વાત ખરી છે. આપણે અત્યાર લગી જીવનો પુરુષાર્થ શો હોવો જોઈએ, પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો મુજબ તેણે કોની સેવા કરવી જોઈએ, જીવનું પોતાનું શું સ્વરૂપ છે, બ્રહ્મસંબંધનું વ્રત ગ્રહણ કરવાથી શો સ્વધર્મ પ્રાપ્ત થાય છે, મનને અંતઃકરણના દોષો ટાળવાને સેવક તરીકેના ભાવને જીવનમાં શી રીતે ઉતારવો જોઇએ, અને તેમ કરતાં વિવેક દૃષ્ટિને તથા હૃદયના ધૈર્યને તથા ચિત્તના આશ્રયભાવને કેવી રીતે પોષવો એનો આપણે અત્યાર સુધી જુદા જુદા ગ્રંથો દ્વારા વિચાર કર્યો. આ ઉપરથી કયે રસ્તે આપણે આપણો માર્ગ કાપવાનો છે એ દીવા જેવું ચોખ્ખું થયું. આમ છતાં જીવ સ્વભાવવડે દુષ્ટ છે. જગતમાં એક નહિ પણ અનેક માર્ગો પથરાએલા હોય, વિધર્મીઓનું જોર પૂરબહારમાં દેશમાં વ્યાપી રહ્યું હોય, પવિત્ર તીર્થો સુદ્ધાં ભ્રષ્ટ થવા લાગ્યાં હોય, અમોઘ કહેવાતા મંત્રોની વિડંબના થતી હોય, અને જુદાં જુદાં શાસ્ત્રો પોતે પોતાની તતૂડી વગાડ્યા કરતાં હોય, મતલબકે જ્યાં જુઓ ત્યાં આચાર ભેદ, મત-ભેદના વિરોધી બળો, અને પાખંડ જોવામાં આવતાં હોય ત્યાં જીવને ધર્મમાં શી રીતે વિશ્વાસ બેસે ? માટે મહાપ્રભુજીએ જીવ પર દયા લાવી પુષ્ટિમાર્ગની સ્થાપના કરી. કેવળ પ્રભુના અનુગ્રહ ઉપર જીવની ગતિનો ઉપાય શોધી કાઢયો. શ્રૌત અને સ્માર્ત માર્ગો મૂળ તો ખરા છે અને એમના અનુસરણથી અસંખ્ય જીવો ગતિ પામ્યા છે. પણ

આ કલિકાળમાં તો વર્ણાશ્રમના ધર્મો સુદ્ધાં નષ્ટ થયા છે અને બધાજ શુદ્રરૂપ થયા છે. આવે સમયે તે પુરાણા માર્ગો ઉપર ટકી રહેવું એ જીવ માટે લગભગ અશક્ય બન્યું છે, અને તેથી તે માર્ગો નિષ્ફળ નીવડ્યા અને હવે તે વડે ઉદ્ધારનો રસ્તો ગ્રહણ થઇ શકે એમ નથી. એ માટે તો સરળ તથા સાચો શ્રૌત અને સ્માર્ત માર્ગોના સાર અને રહસ્યરૂપ માર્ગ હોવો જોઇએ. શ્રૌત અને સ્માર્ત માર્ગોની સિદ્ધ અર્થે કાળ, દેશ, દ્રવ્ય, મંત્ર કર્મ અને કર્તા આ છ વસ્તુઓની શુદ્ધિ અનિવાર્ય મનાય છે. આ શુદ્ધિ ન હોય ત્યાં લગી વૈદિક ધર્મોનું પાલન શાસ્ત્રાનુસાર થઇ શકતું નથી. તેથી આપશ્રીએ 'કૃષ્ણાશ્રય' ગ્રંથમાં એવો નિર્ણય કર્યો છે કે બીજી તમામ મથામથ મૂકીને જો જીવ કૃષ્ણનું શરણું લે તો જ તેની ગતિ થાય તે સિવાય બીજો આરો જ નથી. માટે આ ગ્રન્થનું નામ પણ કૃષ્ણાશ્રય રાખ્યું છે. એક રીતે આ ગ્રંથ ઐતિહાસિક પણ છે, કારણ કે આપશ્રીએ આપના વખતની ધાર્મિક પરિસ્થિતિનું ચિત્ર આમાં આબેહુબ આપેલું છે. તે ઉપરથી આપશ્રીએ કરેલું ધાર્મિક સુધારણાનું કાર્ય પણ કેવું અમૂલ્ય છે તેનો પણ કાંઇક ખ્યાલ આપણને આવે છે. પહેલા જ શ્લોકમાં આપ કલિકાળમાં ધર્મના અનેક માર્ગોની સ્થિતિ કેવી થઇ પડી છે. તે વર્ણવે છે. આપશ્રી કહે છે કેઃ ખલ ધર્મવાળા એવા આ કળિકાળમાં શ્રેયઃ પ્રાપ્તિના સર્વ માર્ગો નાશ પામ્યા છે. અને લોકમાં પાખંડ ઘણું વધી પડ્યું છે. આવી સ્થિતિમાં કૃષ્ણ એજ મારી ગતિ હો. મતલબ કે ધર્મના માર્ગો તો અનેક છે, પરંતુ તેમનું શુદ્ધ આચરણ જોવામાં આવતું નથી. તેમાં કાળ તેમની વિરુદ્ધ છે. તેમના ઉપર કાળરૂપી રાહુની છાયા પડી છે. તેથી જેઓ તેનું આચરણ કરી રહ્યા છે તેઓ ભલે એમ કહે, કે અમે તો મૂળ સનાતન ધર્મનું બરાબર પાલન કરીએ છીએ. પરંતુ તેમનું કહેવું ઘણે અંશે મિથ્યા હોય છે, કારણકે તેમના આચારવિચારમાં ચોકખો વ્યભિચાર જણાય છે. વળી તેમાં સચ્ચાઇ કરતાં પાખંડ વધારે જણાય છે. અને જ્યાં કૃત્રિમતા હોય ત્યાં વિશ્વાસ

ક્યાંથી આવે ? જો જગતમાં અવિશ્વાસનાં વાદળ ઘેરાઇ વળ્યાં હોય તો તેનું કારણ આ છે. ' આ બધાને શુદ્ધ કરી તેના ખરા રૂપમાં એજ માર્ગે સેવો ', એમ કહેવું એ પણ હવે નિરર્થક છે કારણ શુદ્ધિના માર્ગોજ અદૃષ્ય થયા છે. એટલે શાસ્ત્રમાં બતાવેલી શુદ્ધિના રસ્તે તેનું પાલન થવું જ અશક્ય છે. માટે આવા બાહ્ય સાધનો ઉપર જે માર્ગ નિર્ભર ન હોય, અને છતાં અસરકારક હોય તેવો માર્ગ જીવ આગળ મૂકવો જોઈએ. એવો માર્ગ એ કૃષ્ણની ભક્તિ છે. પોતાની પ્રગતિ માટે આત્માના વિકાસ માટે આવા પ્રસ્થાપિત માર્ગોનું જો બરાબર પાલન ન થઈ શકે તો દેવોના દેવ એવા પરમાત્મા કૃષ્ણને પ્રેમથી ભજો. પ્રેમ એ બાહ્ય સાધનો ઉપર આધાર રાખનારી ચીજ નથી દરેક મનુષ્યના આત્મામાં તે થોડે ઘણે અંશે વિકસિત થએલો હોય છે. ભલે આવો પ્રેમ લૌકિક હોવાથી અશુદ્ધ હોય છતાં, તેની અશુદ્ધિમાં શુદ્ધિનું તત્ત્વ રહેલું છે. આવા માનુષી પ્રેમને જો પ્રભુ પ્રત્યે વાળવામાં આવે તો એજ પ્રેમ તમારા પુરુષાર્થ રૂપ બનશે. આ માટે તમારે અન્યસાધનોની જરૂર નથી. માટે પ્રેમના પ્રેમાવતાર એવા કૃષ્ણને ભજો. એજ તમારી ગતિરૂપ છે. એજ તમારો ઉદ્ધાર કરશે.

ઉ૦ : પણ જો કળિકાળની છાયા આખા વિશ્વને ઘેરી રહી હોય તો આવી કૃષ્ણભક્તિ ઉપર તેની અસર કેમ ન થાય ? અને જો તે પણ કાળ બળને વશ હોય તો પછી જે સિદ્ધાંત બધાને લાગુ પડે છે તે તેને પણ લાગુ પડે જ ને ?

વ૦ : આગળ અંતઃકરણ પ્રબોધમાં જણાવવામાં આવ્યું હતું કે વિશ્વમાં એવું જો એક તત્ત્વ હોય કે જે દોષરહિત હોય તો તે એક કૃષ્ણ જ છે. આખું જગત માયાકૃત છે. અને તેથી તે માયાના ગુણોને અધીન છે. માયા જેને અધીન છે એવા તો કૃષ્ણ એકલા જ છે. માટે જો કૃષ્ણની આરાધના કરવામાં આવે તો તેને માયા કશું કરી શકે નહિ. માટે કૃષ્ણના ભક્તો ઉપર કલિના દોષો કારગત

નથી. એવું જ બીજા ગુણો માટે પણ સમજવાનું છે. દેશ કેવો બગડી ગયો છે તે પણ આપશ્રીએ બીજા શ્લોકમાં જણાવ્યું છે. આખા દેશમાં મ્લેચ્છો ફરી વળ્યા છે. એટલું જ નહિ પણ સત્તાધારી થઈ પડયા છે '**राजा कालस्य कारणः**' જેવો રાજા તેવો કાળ અને જેવો કાલ તેવો રાજા. ભ્રષ્ટ કાળ સાથે ભ્રષ્ટ રાજાઓ પણ આવે, એ કુદરતી છે. તેમાં જો મ્લેચ્છો કે જે વિધર્મીઓ છે, ને જેમના આચારવિચાર આપણા ધર્મથી તદ્દન વિપરીત છે તેઓના હાથમાં સત્તા જાય ત્યારે પ્રજા પોતાનો ધર્મ શી રીતે પાળી શકે ? જે ગાયને હિન્દુ માતા તરીકે પૂજે તે જ ગાયનો વિધર્મીઓ વધ કરે. આવા પાપને અધીન થએલા દેશમાં દેશશુદ્ધિ ન જ હોઈ શકે. માટે જો તે ઉપર આધાર રાખી ધર્માચરણ કરવામાં આવે તો બરાબર સાધી શકાય નહિ. ઉપરાંત તે આચારમાં મૂકવા પ્રયત્ન કરનારા સાધુ પુરૂષો પીડાયા વિના રહે નહિ. માટે બાહ્ય સાધનોના અભાવમાં કેવળ હ્રદય મંદિરમાં જેની પૂજા થઈ શકે એવો ધર્મનો ક્રમ કેવળ કૃષ્ણ-ભક્તિ જ છે, માટે કૃષ્ણ મારી ગતિ હો.

ઉ૦ : પણ આવે ઠેકાણે મનુષ્યો પવિત્ર સ્થળોમાં નિવાસ કરી ધર્મ પાલન ન કરી શકે ?

વ૦ : જ્યાં આખો દેશ ભ્રષ્ટ થયો હોય ત્યાં તીર્થો પણ શી રીતે બાકાત રહે ? કલિમાં એવી વિપરીતતા જોવામાં આવે છે કે પાપીઓ અને દુષ્ટો ધર્મના ઓઠા નીચે સમાજ તથા સંસારના દંડથી દૂર થવા માટે, તીર્થોનું સેવન કરવા લાગ્યા છે. તેઓ ધર્મના નામે પોતાના પાપનો ઢાંકપિછેડો કરી રહ્યા છે. વળી મ્લેચ્છોએ પણ તેની પવિત્રતાને ઘણે ઠેકાણે ભ્રષ્ટ કરી નાખી છે. પરિણામ એ આવ્યું છે કે, તીર્થોમાંથી દૈવત્વ અદષ્ટ થયું છે. મતલબ કે તીર્થોની પવિત્ર સ્થળો તરીકેની વિશિષ્ઠતા નાશ પામી છે. માટે તે પણ આપણને બચાવી શકે તેમ નથી. કૃષ્ણને હૃદયમાં પધરાવી તેની ભક્તિ કરવી એ જ ઉત્તમ માર્ગ છે.

ઉ૦ : પણ જ્ઞાનમાર્ગમાં તો બાહ્યાચાર કરતાં બુદ્ધિ ઉપર વધારે આધાર રાખવામાં આવે છે, તો શાટે એવા બુદ્ધિયોગ ઉપર આધાર ના રાખવો ?

વ૦ : આ વિપરીત કાળમાં માણસની બુદ્ધિ અલ્પ થઈ ગઈ છે. અને જેમનામાં તે છે તે કાલના પ્રભાવ વડે કુણ્ઠિત થએલા છે. જેથી તેઓ, નરમ અને દીન થવાને બદલે અભિમાની અને અહંકારી થઇ ગયા છે. આમ હોવાથી, સમાજમાં સાધુ અને વિદ્વાન ગણાતા માણસો બહારથી જ્ઞાન અને પંડિતાઇનો ડોળ કરે છે, પરંતુ જો ઉંડે તપાસો તો જણાશે કે તેમના આચાર અને વિચારમાં લાખ ગાઉનું અંતર છે. તેમનું આચરણ તો કેવળ પાપાત્મક હોય છે. તેઓ જો કે, દેખીતી રીતે ધર્મને અનુસરનારા દેખાય, પૂજાપાઠ કરતા માલુમ પડે પણ તે બધાની પાછળનો હેતુ જોશો તો જણાશે કે, તેમાં તેમનો આશય, આત્માની ઉન્નતિ સાધવાનો નથી હોતો, પરંતુ દુન્યવી લાભો શી રીતે પ્રાપ્ત કરવા તે જ હોય છે. આવા બહારથી સારા દેખાતા પણ અંદરથી દુષ્ટ એવા મનુષ્યો ઉપર આધાર રાખી તેમને આશ્રયે તમે જાઓ, તો તેઓ પણ તમારૂં કલ્યાણ કરી શકે તેવા નથી. માટે તમારે જો કોઈનો પણ આશ્રય કરવો હોય તો કૃષ્ણનો જ કરવો.

ઉ૦ : પણ ત્યારે મંત્રો તો મૂળ શુદ્ધ જ છે અને પ્રાચીન કાળથી આપણા ઋષિ મુનિઓ દ્વારા ઉતરી આવેલા છે. તો શામાટે આપ તેમને અશુદ્ધ માનો છો ?

વ૦ : મંત્રો અશુદ્ધ નથી, પણ તેનું સેવન કરનારા—તેને સાધનારા અશુદ્ધ છે. જ્યારે એ વ્રતધારી યોગીઓ તેમનું સેવન કરે છે ત્યારે તેમની સાધનામાંથી તેઓ બળ તો મેળવી શકે છે, કારણ તે મંત્રોમાં આધ્યાત્મિક શક્તિ રહેલી છે. પણ એવી શક્તિ પ્રાપ્ત કરનારા દુષ્ટ સ્વભાવવાળા હોવાથી તેનો ઉપયોગ આત્માના કલ્યાણ અર્થે ન કરતાં સ્વાર્થ માટે, અને જીવના કામ—ક્રોધાદિના સંતોષ માટે કરે છે; આમ

તે મંત્રો પણ ભ્રષ્ટ થવા પામ્યા છે અને તેમાંથી પણ દેવત્વ નાશ પામ્યું છે. એથી જે વસ્તુ એક વખત જીવન આપનારી હતી તે જ હવે જીવલેણ નીવડી છે માટે યોગ્ય રીતે જ પ્રભુએ તેમાંથી તેના દેવત્વને હરી લીધું છે.

૬૦ : પણ જીવો પોતપોતાના કર્મો ધર્મ પ્રમાણે કરે જાય તો પછી શા માટે તેનું ફળ ન મળવું જોઈએ? કર્મ કરનારને ફળ મળ્યા વગર રહેતું નથી. તો ધાર્મિક કર્મો કરનારને ધાર્મિક ફળ મળવું જ જોઈએ.

૭૦ : પણ કર્મો ધર્માનુસાર હોવાં જોઈએ ને? જો તમે તમારાં કર્મો શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે ન કરી શકતા હો તો તેવાં કર્મો વિહિત કર્મો થતાં નથી. પણ જ્યાં શાસ્ત્ર કોને કહેવું તે જ મોટો પ્રશ્ન હોય ત્યાં કર્મો વિહિત છે કે અવિહિત છે તે નક્કી પણ શી રીતે થાય? એક શાસ્ત્ર એક વાત કરે, બીજું શાસ્ત્ર બીજી વાત કરે. આમાં જીવ અલ્પ બુદ્ધિવાળો હોવાથી ગોથાં ખાય એ સ્વાભાવિક જ છે. માટે જ્યાં અનેક વાદો પોતપોતાના વાડા જમાવી બેઠા હોય, અને મનુષ્યોએ કેવાં કર્મો કરવાં અને કેવાં વ્રતો પાળવાં એમાં મતમતાંતરો પ્રવર્તી રહ્યા હોય; વળી એવી રીતે પોતપોતાના વાદ પ્રમાણે નક્કી કરેલાં કર્મ અને વ્રતોનું પાલન સાધી શકાય તેવી શુદ્ધિ ન હોય, ત્યાં તમે કદાચ આગ્રહ કરી તેવાં કર્મો કરવા જાઓ અને વ્રતોનું પાલન કરવાનું ઇચ્છો, તો પણ તેનું ધર્માનુકૂળ પાલન થઈ શકે જ નહિ. ઊલટું તેવો ધર્માચાર કેવળ પાખંડ રૂપ બને. માટે ભલે બહારથી આપણે ધર્મો પાળીએ છીએ એવું કહીને કે એવું ધારીને, સંતોષ માનીએ, પરંતુ ખરી રીતે આપણા આત્માનું શ્રેય આપણે આ રીતે કરી શકતા નથી, કારણ કે તેના પાલનમાં સાચા ધર્મ કરતાં પાખંડ વધારે હોય છે; અને તેથી આત્માનું હિત કરવા કરતાં અહિત વધારે થાય છે. માટે જ્યાં આવા વિધિનિષેધોની વાડો તમારો રસ્તો રુંધી ન શકે પણ કેવળ હૃદયના શુદ્ધ ભાવો વડે

જ તમે દેવની આરધના કરી શકો એવો એકનો એક માર્ગ હોય તો તે કૃષ્ણુભક્તિ છે. એવો આ ગ્રંથનો આશય છે.

ઉ૦ : ત્યારે આ માર્ગ માટે કાંઈ સાધનો તો કરવાનાં હશે ને ? શું તે માટે પણ વિધિનિષેધની મર્યાદાઓ નહિ હોય ? મર્યાદા વગર કોઈ પણ કાર્ય શી રીતે સાધી શકાય ?

વ૦ : તમારૂં કહેવું વાસ્તવિક છે. આમાં પણ સાધનો અને મર્યાદાઓ કંઈક અંશે છે. ગમે તે સાધનાના માર્ગમાં તે કંઇક અંશે તો હોવાની. પરંતુ આ માર્ગમાં વિશેષતા એ છે કે એમાં સાધનો કે મર્યાદા ઉપર કશો પણ આધાર રાખવામાં આવતો નથી. આધાર કેવળ ભક્તના ભાવ ઉપર રાખવામાં આવે છે. મેં તમને કહ્યું કે માણસ ગમે તેટલો દુષ્ટ હશે, તથા ગમે તેવી હીણ કોટીમાં એ જન્મ્યો હશે, તો પણ તેના હૃદયમાં પ્રેમનો કંઈ ને કંઇ અંશ તો જરૂર હયાની ધરાવતો હશે. ભલે આવો પ્રેમ માનુષી હોય કે લૌકિક હોય. પણ, તે છે તેટલું જ તેના માટે બસ છે. જો તમે તમારી સ્નેહ રૂપી આટલી નાની મુડી ઉપર પણ તમારા ધર્મનો વ્યાપાર ખેડવા માગો તો તેમાંથી પણ કમાણી કરી શકો. આ માટે ફક્ત તેમ કરવાની તમારામાં ઈચ્છા જોઈએ. જો તેવી ઈચ્છા ન હોય તો કશું જ ન બને. પણ ધારો કે તમારામાં તે માટે જીજ્ઞાસા હોય, તે માટે તમારામાં કંઈક ભાવ હોય તો બેલાશક તમે તમારા માર્ગમાં ગતિ કરી શકો; એટલે હવે જીવમાં જો આવી વૃત્તિ હોય, તો પછી, તેણે શું કરવું, એ પ્રશ્ન છે. તેને માટે મહાપ્રભુજી ભક્તિનો આ માર્ગ બતાવે છે. આપશ્રી જણાવે છે કે ભક્તિના સાધનો માટે તમારે બહાર નજર કરવાની નથી. **કલિકાળમાં ફક્ત પ્રભુના નામનું સ્મરણ કરો** એ જ એકલું તમારૂં શ્રેય કરવા માટે સમર્થ સાધન છે. તેમાં વિધિનિષેધનો સવાલ આવતો નથી. તમે ગમે તે સ્થિતિમાં હો, ગમે તે ઠેકાણે હો તો પણ તમે પ્રભુના નામનું રટણ કર્યા કરો. એ જ તમારો મંત્ર છે. તેમાં મોટા જ્ઞાનની જરૂર નથી, વિધિના

આડંબરને સ્થાન નથી કે કાળની મર્યાદા તેને રોકી શકતી નથી, કારણ કે પ્રભુના નામમાં એટલી બધી શક્તિ છે કે તે બધી અશુદ્ધિઓને પોતાના પ્રેમાગ્નિમાં નાખી શુદ્ધ બનાવી દે છે. કલીના જીવોને નામનું માહાત્મ્ય બતાવવાને જ અજામિલનો દાખલો શ્રીમદ્ ભાગવત્માં આપેલો છે. એક વખતનો પવિત્ર બ્રાહ્મણ સંગ દોષથી ભ્રષ્ટ બની કેવું પાપાચારવાળું જીવન ગાળે છે, તે છતાં, અંતકાળે પોતાના પુત્ર નારાયણને સંભારતાં, તેના ચિત્તમાં જુની સ્મૃતિઓ તાજી થાય છે અને અંતે સાર્થક થઈ પવિત્ર જીવન પ્રત્યે પાછો વળે છે, ને મોક્ષ પામે છે. એ હકીકત સાબિત કરે છે કે ભગવાનના નામમાં જ એવી દિવ્ય શક્તિ રહેલી છે કે તેના સેવન કરનારને તે તારે છે, માટે ભગવાનના નામનો જપ કરવો, એ જ મુખ્ય યજ્ઞ માનેલો છે. ગીતાજીમાં ભગવાને પોતે આવું અમૃત વચન બોલેલું છે, **यज्ञानां जपयज्ञोऽस्मि** ॥ માટે પ્રભુની સ્તુતિ કરવી. તેમના ગુણગાન કરવા એ જ મુખ્ય ધર્મ છે. એવું નામનું માહાત્મ્ય આ ગ્રંથમાં દર્શાવ્યું છે. માટે **કૃષ્ણની ભક્તિ કરવી એ જ જીવની ગતિ** છે.

ઉ૦ : પણ કૃષ્ણ નામનો જપ શા માટે? અન્ય કોઈ પણ દેવનો જપ કરવામાં આવે તો શું વાંધો?

**વ૦** : ગીતાજીમાં આપે શ્રીમુખે કહ્યું છે કે જેઓ મને જે ભાવથી ભજે છે, તે ભાવથી હું તેમને ફળ આપું છું. જેઓ અન્ય દેવોને ભજે છે તેઓને પણ, હું ઇચ્છિત ફળ આપું છું. પણ આવું ફળ તે તે દેવોની શક્તિથી મર્યાદિત થએલું હોય છે. તે દેવ મારફત તે ફળને આપનાર તો હું જ છું. પણ જે જે દેવની પૂજા કરવામાં આવે તે તે દેવના અધિકાર પુરતું તે ફળ હોઈ શકે. તામસ સ્વભાવ વાળા લોકો પિશાચ અને પ્રેતોને માને છે, તો તેમને તેવું તામસ ફળ મળે છે. મતલબ કે તમે જેને ભજો તેવું ફળ તમને મળે છે. દેવો ગમે તેટલા ઉંચા હોય છતાં, તે તમામ દેવો પ્રાકૃત છે. એથી તેઓ દૈવી માયાને અધીન છે, અને તેમનો આનંદ ગણિત

એટલે મર્યાદિત છે. જ્યારે બ્રહ્માંડનો પ્રલય થશે. ત્યારે તમામ દેવો પણ તેની સાથે વિલય થવાને પાત્ર છે. જ્યારે કાંઈ જ નહિ હોય, બધું મારામાં સમાઈ ગયું હશે ત્યારે જે કંઈ બાકી રહેશે તે હું એકલો જ હોઇશ. હું જ આનંદ સ્વરૂપ છું. હું જ પૂર્ણાનંદ છું. માટે જેઓ મને પામવા માગતા હોય તેઓ મને ભજે. આવો ગીતાના શ્લોકોનો આશય છે. માટે જ મહાપ્રભુજી કહે છે કે એ બધા ધર્મોનો નિર્ણય કરી મેં તેના સાર રૂપ એક જ વાત કાઢી છે ને તે એ છે કે **કૃષ્ણની ભક્તિ કરવી એ જ જીવની ગતિ છે.**

ઉ૦ : ત્યારે આમાં જીવના અધિકારની વાત નથી?

વ૦ : ના. ગમે તે જીવ હોય, ગમે તે યોનીમાં જન્મેલો હોય, પાપીમાં પાપી હોય, કે જ્ઞાનીમાં જ્ઞાની હોય, સર્વ માટે આ એક જ માર્ગ છે. આગળ મેં વિવેક ને ધૈર્યની વાત કરી એ પ્રમાણે સમજણ કે શક્તિ હોય એ દરેક જીવ માટે શક્ય નથી. જીવ તો દુષ્ટતાથી ભરેલો છે. તેની આસક્તિ લૌકિક હોય છે. આવા દીન જીવના ઉદ્ધારનો માર્ગ પણ હોવો જોઇએ. માટે પાપીઓનો પણ ઉદ્ધાર થાય તેવો રસ્તો ગ્રહણ કરવો હોય તો તે માર્ગ કૃષ્ણભક્તિનો છે. તેમાં જો કંઈ પણ સાધનની જરૂર હોય તો તે દીનતાની છે. જો જીવમાં દૈન્યનો ગુણ હોય તો બીજું બધું એની મેળે થઈ રહેશે, કારણ કે પ્રભુ દયાળુ છે. એટલે, કૃષ્ણ ભક્તિ એ પ્રેમનો માર્ગ છે– પ્રભુના અનુગ્રહનો માર્ગ છે તેમાં જીવના સામર્થ્ય ઉપર આધાર રાખવામાં આવતો નથી. તેમાં તો પ્રભુના સામર્થ્ય ઉપર આધાર રાખવામાં આવે છે. હવે પ્રભુ શું કરવા સમર્થ નથી તેનો તમે જ વિચાર કરો ને? જો તે સર્વ શક્તિમાન છે તો શું જીવનાં પાપો બાળી નાખવાની કે તેના દોષો નિવારવાની તેનામાં શક્તિ નથી? છે જ. પણ જો જીવ તેને વળગી રહે તો જ આમ થવું શક્ય છે. મહાપ્રભુજી કહે છે કે જે જીવ પ્રભુના શરણે ગયો છે, પ્રભુને જ પોતાના આધાર રૂપ ગણે છે તેને માટે આ માર્ગ છે. **सर्व धर्मा नूपरित्य-**

**व्य मामेकं शरणं व्रज** એવું અભયદાન પ્રભુએ પોતે જ ગીતાજીમાં આપેલું છે. જેઓ તેને શરણે ગએલા છે. ને શરણસ્થ છે તેમનો પ્રભુ જરૂર ઉદ્ધાર કરશે. માટે **કૃષ્ણને ભજો એ જ તમારી** ગતિ **છે.** કૃષ્ણાશ્રય ગ્રંથમાં રહેલો આ ભાવ એવો સુંદર છે, ને તેની શક્તિ એટલી અગાધ છે કે દરેક ભક્તે તેનો પાઠ દરરોજ કરવો જોઇએ. આથી કૃષ્ણમાં તેની નિષ્ઠા સ્થિર થશે, અને ભક્તિના પ્રથમ પગથિયા તરીકે જે આશ્રયભાવની આપણે પૂર્વે વાત કરી છે તે અન્ય કશા પણ સાધન વગર સિદ્ધ થશે, એવી શ્રી વલ્લભ પ્રભુ બાંહ્યધરી આપે છે.

## ચતુઃશ્લોકી

ઉ૦ : આપણી આજ સુધીની વાતોથી કૃષ્ણભક્તિ એ જ એક માત્ર ધર્મ છે, તે વિષે હવે મારા મનમાં સંદેહ રહેતો નથી. પણ, સવાલ એ છે કે સાંસારિક જીવને લૌકિક વસ્તુઓ પ્રત્યે પણ લક્ષ આપવાનું હોય છે જ. આ માટે જ શાસ્ત્રકારોએ ચતુર્થ પુરુષાર્થની યોજના કરી છે. તેમાં જીવ માટે અર્થસિદ્ધિ અને કામસિદ્ધિને પણ સ્થાન આપ્યું છે. તો પુષ્ટિમાર્ગમાં ઉપરોક્ત ચાર પુરુષાર્થ માટે શી કલ્પના છે?

વ૦ : મહાપ્રભુજીએ ચતુઃશ્લોકીમાં એ જ ચાર પુરૂષાર્થની વાત કરી છે. આ ઠેકાણે હું તમને ષોડશગ્રંથ પૈકીના બાળબોધ ગ્રંથની યાદ દેવડાવું છું. તેમાં મહાપ્રભુજીએ પ્રતિજ્ઞા કરી હતી કે શાસ્ત્રવિહિત પુરુષાર્થ વિષે ઋષિમુનિયોએ અનેકશાસ્ત્ર રચ્યાં છે અને પ્રત્યેક પુરુષાર્થની સિદ્ધિના માર્ગો તેમાં જણાવેલા છે, પણ હું તો અહીં ચતુર્થ પુરુષાર્થ એવા મોક્ષનોજ આ ગ્રંથમાં વિચાર કરવાનો છું. એટલે આ ગ્રંથની ભૂમિકા આપણે એ ભાવના ઉપર રચવાની છે. આ માર્ગને અનુસરનાર મોક્ષની એટલે પ્રભુપ્રાપ્તિની ઉમેદ રાખે છે. એવા ઉમેદવારે તો સામાન્ય પુરુષાર્થની સિદ્ધિ કરતાં વધારે ઉંચો આદર્શ સેવવો જોઈએ. તેને માટે તમે કહો છો તેમ કૃષ્ણભક્તિ, એ એક ધર્મ માત્ર નથી પણ તેજ તેના અર્થ રૂપ, કામ રૂપ અને મોક્ષ રૂપ પણ છે. જ્યાં કૃષ્ણ એ એક જ માત્ર જીવનનો પુરુષાર્થ હોય ત્યાં પુરુષાર્થસિદ્ધિની ભાવના લૌકિક મટી અલૌકિક બની જાય છે. તેમાં પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષના વિચારોને સ્થાન છે. પણ તે બહુ ઉચ્ચતર ભૂમિકાપર છે. આવું એકચિત્ત જીવન એજ ખરૂં વૈષ્ણવી જીવન કહી શકાય. આમાં હમેશ સર્વભાવથી વ્રજરાજ કૃષ્ણને ભજવાના હોય એ જ તેનો સ્વધર્મ છે. આ સિવાય બીજા કોઈપણ ધર્મને તેમાં સ્થાન નથી. ભજનાનંદ એ મોક્ષાનંદ કરતાં

વધારે દિવ્ય છે. માટેજ ભગવાને મુક્ત આત્માઓને ભજનાનંદનો અનુભવ લેવા રાસલીલામાં ઉદ્ધૃત કર્યા. એટલે આવા રાસલીલાના જીવો માટે કૃષ્ણપ્રેમ એ જ એકનો એક ધર્મ હોવાથી તે જ તેમનો પુરુષાર્થ છે. માટે ગોપીઓ, જેવું સાંસારિક જીવન જીવી તેવું જીવન જીવવું એ પ્રથમ પુરુષાર્થની સિદ્ધિ.

ઉ૦ : ત્યારે શું તેમણે લૌકિક અર્થની સિદ્ધિ અર્થે કશું જ કરવાનું નહિ?

વ૦: દુનિયામાં જીવની હયાતિ છે એટલે તેને દુનિયાનાં કામો તો કરવાનાં હોય જ. છતાં ભક્તજીવની દુનિયા અને બીજાઓની દુનિયા નિરનિરાળી હોય છે. તેનો અર્થ એવો થતો નથી કે સ્થૂલ-દૃષ્ટિએ આ બે દુનિયાઓ જુદી છે. ભેદ દુનિયા સાથે વ્યવહાર કરવાની દૃષ્ટિમાં છે. લૌકિક જીવ તેનાં કાર્યો દુનિયા પરત્વેની આસક્તિથી પ્રેરાઈ કરે છે. તેની સિદ્ધિ અર્થે તે પોતાના પુરુષાર્થ ઉપર, પોતાની શક્તિ ઉપર આધાર રાખે છે. જ્યારે ભક્ત પણ તે જ કાર્યો કરે છે, પણ તેમાં તે પોતાની શક્તિ ઉપર કે પોતાના પુરુષાર્થ ઉપર આધાર રાખતો નથી. તેની દૃષ્ટિમાં જીવ, ને જગત એ કેવળ પ્રભુની લીલા માત્ર છે, ને તેનાં કાર્યો તે પ્રભુની લીલાનાં જ કાર્યો છે. તેથી તેણે પોતે તો કેવળ તેના સાધન તરીકે જ વર્તવાનું છે. તે તો કેવળ નિમિત્ત માત્ર છે. તે કાર્યો કરે છે પણ તેમાં તેને ફળની આશા હોતી નથી. કર્મમાંથી કેવું ફળ મળશે તેનો આધાર તે જીવ પ્રભુ ઉપર મૂકી દે છે. તેથી તેનાં સારાં માઠાં ફળથી તે અલિપ્ત રહે છે. અને આવી તટસ્થવૃત્તિ સેવી શકે એવી ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિ તેણે કદાચ પ્રાપ્ત ન કરી હોય ને મનમાં ફળની આશા સેવતો હોય છતાં આવી અધકચરી સ્થિતિમાં પણ, તે તેને માટે પોતાની શક્તિ કે પુરુષાર્થ ઉપર નહિ પણ પ્રભુની શક્તિ ઉપર આધાર રાખે છે. કદાચ તેની ઇચ્છા પ્રમાણે તેવું ફળ ન નીપજે તો તેમ કરવામાં પણ પ્રભુને કારણ માનતો હોવાથી દેખીતા અનિષ્ટમાં પણ કાંઈ સારૂ

રહેલું હશે એવી શ્રદ્ધા સેવે છે. આમ દુન્યવી કાર્યો પ્રત્યે જોવાની તેની દૃષ્ટિ જ બદલાઈ જાય છે. અને, જેટલા પ્રમાણમાં તેનાં કાર્યો વધારે ભગવન્મય બને છે તેટલા પુરતો તેને ભગવદાનંદ વધારે પ્રમાણમાં હોય છે. આત્મસમર્પણ કરી તેણે જે કાંઇ તેનું ગણતો હતો તે તો ભગવાનને આપી દીધું છે. અને જે કંઈ નવું પ્રાપ્ત કરવાનું છે તે ભગવાનને અર્પણ કર્યા પછી જ ગ્રહણ કરવું એવું તેણે વ્રત લીધું છે. તો પછી, તેણે પોતાના માટે શો અર્થ સિદ્ધ કરવાનો હોઈ શકે ? મતલબ કે તેણે પોતાના અહં ને ઠેકાણે પ્રભુની સ્થાપના કરેલી છે. પોતાનાં દહેન્દ્રિયો વગેરે તો તેણે પ્રભુને સોંપી દીધાં છે. તો પછી તેને જે કાંઇ કર્તવ્ય કરવાનાં પ્રાપ્ત થશે તે પ્રભુ પોતે જ કરી લેશે. તેણે તે બાબતમાં ચિંતા કરવાની કંઇ જરૂર નથી. જો તેની કર્તવ્યભાવના આ પ્રકારની હોય તો પછી તેના પરિણામ માટે પણ તે નિશ્ચિત હોવો જોઈએ. પ્રભુ સમર્થ છે. તે જે કાંઈ કરશે તે સારૂં જ કરશે. તેમાં જ તેનું હિત હશે. પછી જીવબુદ્ધિને ગમે તેવું લાગે. આ પ્રમાણેની કર્તવ્યભાવના તેના જીવનની નિયામક બને છે. આમાં જ તે અર્થ સિદ્ધિ જુએ છે.

ઉ૦ : તો તો કામ માટે પણ આવી જ ભાવના સેવવાની હશે, એમ જ ને ?

વ૦ : હા. સંસારી જીવના હૃદયમાં લોકાસક્તિ હોય છે, અગર તો શાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણેના ધર્મની ભાવના ભરેલી હોય છે. એટલે તે માટે આમ કરવું અને આમ ન કરવું એવી શાસ્ત્રવિહિત કર્મની ભાવના તે સેવતો હોય છે, અને એવી ભાવનાનુકૂલ વર્ણાશ્રમના ધર્મો તે પાળતો હોય છે. આ ધર્મો પ્રમાણે અનેક ધર્મોનું પાલન એ એના જીવનનું ધ્યેય બને છે. તેને અંગે તેને અનેક લૌકિક કે વૈદિક કાર્યો કરવાનાં પ્રાપ્ત થાય છે. પણ, ભક્તના હૃદયમાં આવી કોઇપણ જાતની એષણા-ઇચ્છા હોતી નથી. તેનું હૃદય તો શ્રીગોકુલાધીશ પ્રત્યેના પ્રેમથી ભરેલું હોય છે. એટલે બીજા કોઈ

પણ પ્રકારની કામના માટે ત્યાં અવકાશ નથી. આવા ભક્તને પુત્રો હોય, સગાં સંબંધી હોય, માલમિલકત હોય, છતાં આ બધાને તે ભગવદ્ભાવના પોષક તત્ત્વ તરીકે જ તે સ્વીકારે છે. તે તેનો સંસાર ભગવન્મય બનાવે છે. જેટલા પુરતો તેનો સંસાર ભગવદ્ભાવનો પોષક હોય તેટલા પુરતો તે તેનો સ્વીકાર કરે છે. બાકીનાનો મનથી ત્યાગ કરે છે. મતલબ કે તેમાં કોઈ પણ જાતની આસક્તિ રાખતો નથી. તેની આસક્તિ તો કેવળ ભગવાન પ્રત્યે હોય છે. આ જ તેનો કામરૂપી પુરૂષાર્થ છે. તેની સિદ્ધિ અર્થે તેનાં સર્વે **બાહ્ય તેમજ આંતરકરણોને ભગવાનમાં નિમગ્ન કરવાં આનેજ સર્વાત્મભાવ કહે** છે. જ્યાં હૃદય આવા ભગવદ્ભાવથી ભરવામાં આવ્યું હોય, તો પછી શેને માટે તેમાં ખાલી જગા હોઈ શકે ? ભગવદ્ભાવ એ જ તેનો તૃતીય પુરુષાર્થ—કામ બની રહે છે.

૬૦ : મેં વૈષ્ણવોને એવું કહેતાં સાંભળ્યા છે કે ભક્તો મોક્ષની પણ માગણી કરતા નથી. તેઓ મોક્ષથી પણ અધિક એવી ભક્તિ ચાહે છે. આ માર્ગમાં ચોથા પુરુષાર્થ મોક્ષનો શો અર્થ કરવામાં આવે છે ?

૭૦ : જ્ઞાનમાર્ગીય મોક્ષ, ને ભક્તિમાર્ગીય મોક્ષમાં તારતમ્ય છે. જ્ઞાનમાર્ગીય મોક્ષ એટલે સુખદુઃખનાં દ્વંદ્વોમાંથી મુક્તિ મેળવી આત્માની નિત્ય શાંતિ મેળવવી. આને શાંતરસ કહે છે. શાંતરસની આવી આત્માની નિત્યસ્થિતિ એનું નામ જ્ઞાનમાર્ગીય મોક્ષ. આવી રીતે મુક્ત થએલો આત્મા અક્ષરબ્રહ્મ સાથે સાયુજ્ય ભોગવી, બ્રહ્માંડનો વિલય થાય ત્યાં સુધી તેમાં સ્થિતિ કરે છે. પછી જ્યારે સૃષ્ટિનો ક્રમ ફરી શરૂ થાય ત્યારે પાછો અહીં અવતરે છે. ભક્તિમાર્ગીય મોક્ષની ભાવના એથી જુદા પ્રકારની છે. જ્ઞાનમાર્ગીય મુક્તાત્મા સત્ય લોકમાં સ્થિતિ કરે છે, તેથી તે સત્તત્વમાં સ્થિતિ પામે છે, ને સત્તત્વ જ્યારે વિકાર પામે છે, ત્યારે પુનર્જન્મને પાત્ર બને છે.

ભક્તિ માર્ગીય મોક્ષમાં ચૌદ લોકથી પર એવા અલૌકિક પરાત્પર નિર્ગુણ બ્રહ્મમાં જીવ લય પામે છે. આ નિત્ય અલૌકિક ભૂમિ છે, જેને ગોકુલ કહેવામાં આવે છે. ત્યાં રસરૂપ ભગવાન નિત્યલીલા કરી રહેલા હોય છે. આવી લીલામાં મુક્તાત્માને ઉધ્ધૃત કરી ભગવાન ખેંચી લે છે. આવી રીતે આત્માની બ્રહ્મત્વની સ્થિતિથી ઉત્કૃષ્ટ એવી ભજનાનંદની નિત્યસ્થિતિમાં ભગવાનની લીલાના પરિકર તરીકે આત્મા પ્રભુના પરમાનંદ સ્વરૂપમાં લય પામે છે, તેને ભક્તિ માર્ગીય મોક્ષ કહે છે. આવા મોક્ષની પ્રાપ્તિરૂપ ચોથા પુરુષાર્થમાં પણ જીવને સર્વદા વ્રજચંદ્રને સર્વાત્મભાવથી ભજવાના ને સ્મરવાના હોય છે. જે સેવા અહીં સુધી સાધનરૂપ હતી તે હવે સિદ્ધિરૂપ બને છે. 'સેવાનું ફળ સેવા થાશે ' આમાં સેવાનો સ્થૂળ અર્થ કરવાનો હોતો નથી. પણ જો જીવ વ્યસન દશા સુધી પહોંચે તો આગળ સંન્યાસ-નિર્ણય ગ્રંથમાં બતાવવામાં આવશે કે જેમ જ્ઞાની ચતુર્થાશ્રમમાં સંન્યાસનું ગ્રહણ કરે છે તેમ, ભક્તે ભક્તિમાર્ગીય સંન્યાસ લેવાનો છે. ભગવાનની સેવા માનસ રીતે કરવાની છે. કોઈ પણ દશામાં, સાધન કે સિદ્ધ દશામાં, તેને સેવાનો તથા ભગવાનના ગુણગાનનો ત્યાગ કરવાનો નથી. **गोकुलेश्वरपादयोः स्मरणं भजनं चापि न त्याज्यमिति मे मतिः** આમ શ્રીગોકુલચંદ્રના ચરણકમલનું સ્મરણ તથા ભજન સતત કર્યા કરવું એ ભક્તજીવનો ચોથો પુરુષાર્થ થયો. વેદમાં જે અલૌકિક ચાર પુરુષાર્થની ભાવના છે, તે આ ચતુઃશ્લોકી ગ્રંથમાં બતાવ્યા પ્રમાણે ભક્તિમાર્ગમાં સ્વીકારવામાં આવી છે. તેથી આ ગ્રંથ અલૌકિક પુરૂષાર્થની ભાવનાનો સૂચક છે. વર્ણાશ્રમની અદ્વિતીય સંસ્થા અનુસાર જીવે ચતુર્થ આશ્રમમાં સંન્યાસ લેવાનો હોય છે. હવે એ આશ્રમવ્યવસ્થા તૂટી ગઈ છે, અને તેનો જો કાંઇ અવશેષ રહ્યો હોય તો તે કેવળ ગૃહસ્થાશ્રમ પુરતો છે. આ ગૃહસ્થાશ્રમને શુદ્ધ ને ભક્તિમય બનાવવા માટે ઉપર બતાવ્યા તેવા અલૌકિક પુરુષાર્થોની સિદ્ધિ અર્થે સાંસારિક જીવન ગાળવાનું

છે. આમ પૂર્વે કહ્યું તેમ ભકિતમાર્ગની પૂર્વ ભૂમિકા તરીકે આશ્રય ભાવના સેવવાનો, ને પ્રભુનામનો જપ કરવાનો આગ્રહ રાખવામાં આવે છે. પણ ભકતને એવા તદાશ્રયભાવથી પણ સંતોષ ન થઈ શકે. તેનું અંતીમ લક્ષ્ય તો નિરોધ પ્રાપ્ત કરી ભકિતની પરાકાષ્ટાએ પહોંચવાનું છે. આ સ્થિતિ માટે તો ભકિત અનિવાર્ય છે. માટે હવે ચાર પુરુષાર્થની વાત કરી મહાપ્રભુજીએ ભકિતવર્ધિની ગ્રંથની યોજના કરી છે. આ ગ્રંથની મહત્તા ઘણી અમૂલ્ય છે. તેમાં ભકિતની જુદી જુદી અવસ્થાઓની સૂક્ષ્મભૂમિકાઓનો સુંદર સ્ફોટ કરવામાં આવ્યો છે. તે ગ્રંથ હવે પછી આપણે વિચારીશું.

# ભક્તિવર્ધિની

ઉ૦: આ ગ્રંથમાં ભકિતની વૃદ્ધિ કેમ થાય તેનો ઉપાય બતાવેલો હશે ને?

વ૦: હા. પણ કોઈ પણ વસ્તુની વૃદ્ધિનો વિચાર કરીએ તે પહેલાં તેના બીજભાવનો વિચાર કરવો જોઈએ. બીજ વગર વૃક્ષ ઉગવું સંભવિત નથી. આપણો અનુભવ છે કે ખેતીમાં આપણે જે બીજ વાવીએ છીએ તે બધાં જ કાંઈ ઉગતાં નથી. કેટલાંક ઉગે છે અને કેટલાંક નથી ઉગતાં. બીજ ઉગી શકે એવું તંદુરસ્ત કૌવતવાળું, અણીશુદ્ધ અને ઉંચી જાતનું હોવું જોઈએ. તોજ તેમાંથી સારો રોપ ઉગી શકે. આવું જ ભકિત માટે પણ સમજવું.

ઉ૦: તો ભકિતનો રોપ ઉગી શકે તે માટે કેવા પ્રકારનું બીજ હોવું જોઈએ? અને તેવું બીજ શી રીતે પ્રાપ્ત થઈ શકે?

વ૦: આ માટે જીવને ત્રણ પ્રકારનાં સાધન કરવાનાં કહ્યાં છે. એક તો ત્યાગવૃત્તિ. આ ત્યાગ માનસિક છે. બ્રહ્મસમર્પણનું વ્રત લેતી વખતે જ ત્યાગભાવના હયાતિમાં આવી. પરંતુ આવો ત્યાગ જીવનમાં ઉતરે નહિ ત્યાં સુધી તે ફલાત્મક થતો નથી. માટે અહં અને મમતાની નિવૃત્તિ અર્થે આવો માનસિક ત્યાગ એ પ્રભુભકિત માટેની પ્રથમ આવશ્યકતા છે. પણ જીવ સ્વભાવથી દુષ્ટ છે. એક વખતે આવો ઉચ્ચ આદર્શ જીવનમાં ઉતારવાનું વ્રત લીધા છતાં પણ, પાછો તે અહં અને મમતાનું સેવન કરવા મંડી પડે છે, અને જે કાંઈ તેણે પ્રભુને સમર્પિત કર્યું છે તે બધુંજ પોતાનું માની તેના ઉપર સત્તા ચલાવવા માગે છે. આપણે આ વસ્તુ સામાન્યપણે સઘળા જીવોમાં જોઈએ છીએ. આમ થવાથી જે સુંદર આધ્યાત્મિક સંસ્કાર આપણામાં જન્મ્યો છે તે જો પોષવામાં ન આવે તો અફળ જવા સર્વ રીતે શકય છે. માટે સેવકે નિત્ય શ્રવણ કરવું, ભગવાનની લીલાઓની કથાનું શ્રવણ કરવું. અને તેના ગુણગાન

ગાવા એટલે તેનું કીર્તન કરવું. આ બે, ત્યાગનાં પોષક તત્ત્વો છે. શ્રવણ કરવાથી પ્રભુનું માહાત્મ્ય સ્ફુરે છે, ને પ્રભુનું સ્વરૂપ યથાર્થ રીતે સમજાય છે. અને તેના સ્વરૂપની સાચી સમજણ થતાં પરમાત્મા અને જીવનો સંબંધ કેવા પ્રકારનો છે તેનું પણ જ્ઞાન થાય છે. આથી જીવને સ્વાભાવિક રીતે પ્રભુ પ્રત્યે ભાવ પેદા થાય છે. આવો ભાવ સ્થાયી થતાં તે આપોઆપ તેનાં ગુણગાન ગાવા માંડે છે. પછી તેને પ્રભુનું સ્મરણ કરવામાં તથા તેને સ્મરી સ્મરી તેનાં કીર્તન કરવામાં આનંદ પડે છે. આમ ત્યાગ, શ્રવણ અને કીર્તન વડે તેનામાં ભકિતનો બીજભાવ ઉદય પામે છે, અર્થાત પ્રભુ પ્રત્યે તેનો પ્રેમોદ્રેક થાય છે.

ઉ૦ : આપે કહ્યાં તેવાં ત્રણે તત્ત્વોને સ્થાયી બનાવવા કાંઈ પ્રક્રિયા હશે ?

વ૦ : હા. આપણે પૂર્વે જોયું કે ગૃહસ્થાશ્રમ, એ આપણી પ્રાચીન સમાજ વ્યવસ્થાનું અવશેષ છે એટલે આપણે માની લઈએ કે આવો સેવક ગૃહસ્થાશ્રમી છે. જો આવો સેવક ગૃહસ્થાશ્રમી હોય તો તેણે પોતાથી બને તેટલે અંશે સનાતન સિદ્ધાંતો અનુસાર વર્ણાશ્રમના ધર્મો પાળવા ને સંસાર વહેવાર ચલાવવો. પણ તેમાં ભકિતનું પોષણ કેમ થાય, એ મુખ્ય દૃષ્ટિ રાખવી. જો આ દૃષ્ટિ મુખ્ય હોય તો પછી તેને પોષક હોય તેટલા પુરતા જ લૌકિક તથા વૈદિક વ્યવહારો કરવા, જેથી તે પોતાનું મન નિશ્ચિતપણે પ્રભુની સેવાના કાર્યમાં યોજી શકે. જો આવી રીતે ગૃહસ્થ તરીકેનું જીવન એ પસાર કરે તો ભકિતનું બીજ દૃઢ થવા પામે. આમ ભક્તિ બીજ ઉત્પત્તિ અર્થે ત્યાગ, શ્રવણ અને કીર્તન અનિવાર્ય માન્યાં છે. અને તેના સંરક્ષણ અર્થે ગૃહસ્થાશ્રમની વાડ પણ તેટલીજ અનિવાર્ય માની છે.

ઉ૦ : પણ આવો સેવક પૈસે ટકે સુખી હોય તો પછી તેણે શું કરવું ? ધારો કે તેને બાપદાદાથી ચાલ્યો આવતો વ્યાપાર રોજગાર હોય તો તેણે શું કરવું ?

પૈકી પણ કેટલાક જ પૈસે ટકે સુખી જીવો હોય છે, અગર તેમનો ભાર ઉંચકી શકે તેવા કુંટુંબીજનો હોય છે. મતલબ કે પોતાની આજીવિકા માટે કેવી વ્યવસ્થા છે—અનુકૂલ કે પ્રતિકૂલ, તેનો પુરેપુરો વિચાર કરી, જો શક્ય હોય તો અવ્યાવૃત્ત થઈને ભગવદ્‌ભજન કરવું. તેમ ન બને તો ભરણપોષણ માટે જરૂર જેટલો ઉદ્યમ કરી બાકીના વખતમાં ભજન કરવું. આમ કહેવાનો મુખ્ય આશય એ છે કે શ્રવણ-ભજનમાં જીવન ગાળવું. ધન હોય તો તેમાં વૃદ્ધિ કરવાની લાલચ રાખી તેમાં મન અને ચિત્ત રોકવાથી, લૌકિક વ્યગ્રતા થવાનો વધારે સંભવ છે. અને તેમ થાય એટલે ભક્તિનું સાધન બરાબર બની શકે નહિ. આર્થિક સ્થિતિ અનુકૂલ હોવા છતાં, વિત્તોપાર્જનમાં ચિત્તને વધારે મઝા પડે તો તેનો અર્થ એ થયો કે જીવને લૌકિકમાં વધારે આસક્તિ છે. અને, જ્યાં લૌકિકમાં વધારે આસક્તિ હોય ત્યાં ત્યાગ-વૃત્તિને પોષણ મળી શકે નહિ અને ત્યાગ વગર શ્રવણ-કીર્તનમાં ચિત્ત ચોંટે નહિ. સારાંશ કે શ્રવણકીર્તન માટે જોઈતો અવકાશ ન મળતાં ત્યાગવૃત્તિ સેવાય નહિ. ચિત્તની અવસ્થા અશાંત અને ઉદ્વિગ્ન રહે. માટે જો અનુકૂળતા હોય તો અવ્યાવૃત્ત થઈ ભગવદ્‌ભજન અને સેવામાં ચિત્ત લગાડવું એવો તેનો ધ્વનિ છે.

વ૦ : મહાપ્રભુજીની આજ્ઞા તો એવી છે કે આવા સેવકે અવ્યાવૃત્ત થઈ—ધંધો રોજગાર છોડી દઈ ભગવદ્‌ભજન કરવું. પ્રભુની ભકિત પ્રાપ્ત કરવી ને તેને વધારવી એ જ જો જીવનનું ધ્યેય હોય અને ભરણ પોષણ માટે કમાવાની ચિંતાનું કારણ ન હોય તો પછી તેણે અવ્યાવૃત્ત થઈ ભકિત કરવી એ જ યોગ્ય છે. બધા જ કાંઈ ગૃહસ્થાશ્રમીઓ નથી હોતા. ગૃહસ્થાશ્રમી હોય તેઓ.

ઉ૦ : પણ ઉદર પોષણ માટે ઉદ્યમ કરવો જ પડે એવા સંજોગો હોય તો શું કરવું?

વ૦ : એમ હોય તો પણ ચિંતા નહિ. નિયમ તો એવો છે કે સેવા તો વિધિ પ્રમાણે બરાબર કરવી. પછી તેમાંથી પરવારી

સેવાના અનવસર સમયમાં તે માટે ઉદ્યમ કરવો. અને જે કંઈ પ્રાપ્ત થાય તેના વડે નિર્વાહ કરવો. આ કલિકાળમાં જીવનવિગ્રહ ઘણો કપરો બની ગયો છે, અને ઉદર નિર્વાહના સવાલનો ઉકેલ ધારીએ તેટલો સહેલો નથી, એ વાત સત્ય છે. પણ કહેવત છે કે મન હોય તો માળવે જવાય. ભક્તિના આદર્શ પ્રમાણે તો સેવા માટે અમુક વસ્તુ જોઇએ એવો કશો જ નિયમ નથી. વળી જીવન-નિર્વાહ માટે તો કેટલી થોડી કમાણીથી પણ નભી શકે, તે આપણી ખ્યાલ બહાર નથી. છતાં, જીવ ઇન્દ્રિયોને એવો વશ છે કે આપણે આપણી જરૂરિયાતોનું ધોરણ ઘણું જ વધારી મૂક્યું છે, ને પછી આપણે તે બધાને અનિવાર્ય માનીએ છીએ, અને તે પુરી ન થાય તો ફરિયાદબડબડાટ કરીએ છીએ. જેણે આવી રીતે જીવનની જરૂરિયાતો વધારી હોય ને તે પ્રાપ્ત કર્યા વગર તૃપ્તિ ન થતી હોય, ને તે માટે વ્યાવૃત્તિમાં ઘણો ખરો સમય જતો હોય તેણે તો પછી એમ જ ધારવું રહ્યું કે તેના ચિત્તનું આકર્ષણ લૌકિક વસ્તુઓ તરફ વધારે છે. આવા જીવ માટે તો આપણે કશું જ કહેવાનું નથી. આવા જીવથી સેવા અગર કીર્તન યથાર્થ પણે ન થઇ શકે. ને તેમ ન થાય તો ભક્તિનો બીજભાવ ઉદય જ ન પામે. માટે પ્રથમ તો જીવમાં ત્યાગવૃત્તિ જોઈએ. એ હોય તો જ લૌકિકમાંથી ચિત્તને છુટું પાડી શકાય. અને જો ચિત્તનું આકર્ષણ લૌકિક મટી પ્રભુ પ્રત્યે વધારે થાય તો તેની જરૂરિયાતોની મર્યાદાઓ તો તે પોતે જ કરી લેશે; અને તે માટે ઓછામાં ઓછો વખત આપી કેવળ નિર્વાહ પુરતો વિચાર કરશે. ભક્તિનો આ પણ એક પ્રકારનો યોગ છે અને યોગ સાધના કાંઈ એટલી સહેલી નથી. માટે વ્યાવૃત્તિ કરવી પડે તો ભલે કરે, પણ સદા ભગવાનની કથાનું શ્રવણ કરવામાં ચિત્તને રોકે. શ્રવણ કરતાં કરતાં જ તેનામાં વૈરાગ્ય અગર ત્યાગ ભાવના જાગ્રત થશે અને પછી, તે સેવા માટે પણ વખત કાઢી શકશે. સવાલ કેવળ ધગશનો છે. આમ અવ્યાવૃત્ત દશામાં સેવા અને શ્રવણ એ બન્ને

તત્ત્વોનું સેવન કરવાનો તથા વ્યાવૃત્ત દશામાં કેવળ શ્રવણમાં ચિત્ત લગાડવાનો વિધિ મહાપ્રભુજી પ્રબોધે છે, બન્નેનો આશય તો ભક્તિભાવનો ઉદય કરવાનો છે.

ઉ૦ : ધારો કે સાચા ભાવપૂર્વક અવ્યાવૃત્ત કે વ્યાવૃત્ત જીવન ગાળતાં આવો પ્રભુ પ્રત્યેના ભાવનો ઉદય થાય અને સેવકનું ચિત્ત તે તરફ વધારે ને વધારે ઢળે તો પછી તેનું શું કર્તવ્ય હોય છે?

વ૦ : જ્યારે ભક્તના હૃદયમાં આવો ભાવ થાય ત્યારે સમજવું કે તેમાં પ્રેમનો ઉદય થયો છે. પ્રેમનો ઉદય થવો એ ભક્તિની પ્રથમાવસ્થા છે.

ઉ૦ : અને પછી?

વ૦ : પ્રેમનો ઉદય થયા કેડે ભક્તનું ચિત્ત પ્રભુમાં આસક્ત બને છે. જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં પ્રભુનું ગુણગાન થતું હોય, અગર તેની કથાઓનું વર્ણન થતું હોય ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં તેને રુચિ થાય છે. ધીરે ધીરે આવી રુચિ તેના હૃદયમાં સ્થાયી બને છે. પછી તો, તેના ભકિતભાવનું પોષણ થતું હોય એવો એક પણ પ્રસંગ તે જવા દેતો નથી. જેટલા પુરતી તેની ભગવાનમાં આસકિત વધે છે તેટલા પુરતી લૌકિકમાંથી તે ઓછી થાય છે. આવી આસકિત વધી, વધીને એટલી પ્રબળ થાય કે પછી એને ભગવાનની વાત વગર અન્ય કાંઈ ગમતું નથી, અને તેનું ચિત્ત બધો વખત તેના વિષયમાં જ લાગેલું રહે છે. તે એટલે સુધી કે હરતાં ફરતાં, ખાતાં પીતાં તે ભગવાનને ભૂલી શકતો નથી, અને તેના રસમાં છકચો રહે છે. આવું થાય ત્યારે જાણવું કે આસક્તિની દશામાંથી હવે તે વ્યસન દશામાં ચઢ્યો છે. જ્યારે ભક્ત આવી વ્યસન દશાને પહોંચે ત્યારે જાણવું કે તેનામાં ભક્તિનો બીજ ભાવ દૃઢ થયો છે. જ્યાં સુધી ભક્ત આ દશાને ન પહોંચે ત્યાં સુધી બીજના અંકુરનો નાશ થવાનો પણ ભય ખરો. બીજની દૃઢતા માટે ભકિતની આસકિત સુધીની દશા અનિવાર્ય ગણાય છે. આટલે પહોંચ્યા પછી તેને ભય નથી. પછી તો તેનો કદાપિ નાશ થતો નથી.

ઉ૦ : આપે પ્રેમની આ જુદી જુદી અવસ્થાઓ કહી પણ તે શા ઉપરથી નક્કી કરી શકાય? તેનાં કાંઈ લક્ષણો વર્ણવશો?

વ૦ : પ્રેમનો ઉદય થાય ત્યારે દુનિયા તરફનો રાગ નાશ પામે છે. આવા જીવને દુનિયાની મોટાઈ, સત્તા, પૈસો વગેરે બધું જ નકામું લાગે છે. તેનું ચિત્ત તે બધામાંથી વિરામ પામે છે. આ તેનો બાહ્ય સંસારનો ત્યાગ થયો. પણ, ગૃહસંસાર એ તેનો વધારે નજીકનો સંસાર છે. દુનિયાના કામોમાંથી તેનું ચિત્ત ખસે, પણ જ્યાં લગી ગૃહસંસારમાં–એટલે પોતાનાં સ્ત્રી–પુત્રાદિકમાં તથા કુટુંબીજનો-માંથી રાગ ઓછો થાય નહિ ત્યાં લગી આવો ઉદય પામેલો પ્રેમ પણ ટકાવદાર બને કે કેમ તે વિષે આશંકા છે. આવે કાળે ભક્તના હૃદયમાં બે પ્રકારનાં ખેંચાણોનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હોય છે. એક તરફથી તેનામાં પ્રભુ પ્રત્યેની પ્રીતિ વધતી જાય છે, અને છતાં, ગૃહ પ્રત્યેની તેની જુની પ્રીતિ તે છોડી શકતો નથી. એટલે ઘડીકમાં એક બળ તેના હૃદયને ખેંચે છે, તો બીજી જ ઘડીએ બીજું બળ જુની સત્તા જમાવવા પ્રયત્ન કરે છે. આ આન્તર વિગ્રહમાંથી જ્યારે ચિત્તનું આકર્ષણ પ્રભુ પ્રત્યે વધારે બળવાન થાય અને ધીરે ધીરે ગૃહાદિના કાર્યોમાં અરુચિ ઉત્પન્ન થાય ત્યારે સમજવું કે ભક્ત સ્નેહની આસક્તિની દશાએ આવી પહોંચ્યો છે. આવી પ્રેમની બીજી કક્ષાએ પહોંચતાં તેને ઘરનાં સ્નેહીજનો, ને પરિજનો તેના માર્ગમાં બાધક લાગે છે, અને ગૃહ, ને તેના વ્યવહારો અનાત્મ લાગે છે. તે ઘરમાં રહે છે ખરો પણ તેમાં તેને બીલકુલ રુચિ નથી હોતી. સેવા અને કથામાં તેના જીવનની દરેક પળ ગાળવા તે ઉત્સુક બને છે. તેમાં જ તેને ચેન પડે છે, આ વિના બીજા કશામાં તેને ચેન પડતું નથી. આવી રીતે ઘર તથા ઘરનાં પ્રત્યેની અનાસક્ત દશા પરિપાક થાય છે ત્યારે જે કાંઈ બાધક હોય તથા અનાત્મક હોય તેમાંથી છુટી ક્યારે તે ભગવાનમાં અહોરાત છક્યો જ રહે, ડુબેલો જ રહે એમ તેને થયાં કરે છે. પછી તો ધીરે ધીરે તેના દેહ, ઇન્દ્રિય, મન,

બુદ્ધિ સર્વ ઉપરથી તેનો કાબુ ખસવા માંડે છે અને તે બધાં પ્રભુને વશ બને છે. એટલે કોઈ વખતે તે નાચે છે, તો કોઈ વખત રૂએ છે; કોઈ વખત દોડે છે તો કોઈ વખત શાંત પડી રહે છે—મતલબ કે ગાંડાની પેઠે વિકલ દશામાં અહીં તહીં ફર્યા કરે છે. હવે બાહ્ય બધું જ તેને બાધક લાગે છે. એટલે તે પોતાના આત્મામાં નિમગ્ન રહ્યાં કરે છે. આવા જીવનું ગૃહમાં જીવવું નકામું છે. ઘરની બંધીઆર હવા તેના માટે અસહ્ય થઈ પડે છે. તેની તનુજા અને વિત્તજા સેવા પણ છુટી જાય છે, કારણ કે હવે તેની માનસી સેવા સિદ્ધ થઈ હોય છે. ભગવાનની નિત્યલીલાની આંતરસ્ફૂર્તિમાં તે તેના ચિત્તને પરોવી રહ્યો હોય છે. અને તેથી, બાહ્ય વ્યવહારો તેના માટે બાધક બન્યા છે. તેને ગ્રંથોનું વાચન અને શ્રવણ પણ ભાર રૂપ લાગે છે. આવી પ્રેમની દશા તે ભક્તિની પરાકાષ્ઠા ગણાય છે. રાસલીલા સમયે ભગવાન જ્યારે તિરોધાન થયા ત્યારે ગોપીઓની જે દશા થઈ તેવી વિરહ દશાવાળી વ્યસન દશા એ આ દશાનું લક્ષણ હોય છે. આવો જીવ કૃતાર્થ થયો છે. આવા ભક્ત માટે ગૃહમાં રહેવું વિનાશક છે. વિનાશક છે એટલે ભક્તિભાવને માટે વિનાશક છે. ભગવાનની પ્રાપ્તિ અર્થે ભગવાનમાં તેનું એકચિત્ત થએલું હોય છે. તે અર્થની પ્રાપ્તિ થાય તે માટે હવે તેણે ગૃહનો ત્યાગ કરવો જોઇએ. આવું કરવાથી તે પરાભક્તિને પામશે આ પરાભક્તિ એવી તો દૃઢ અને પરમ છે કે પછી તેને કશો પણ ભય લાગતો નથી.

ઉ૦ : આપે આવા ભક્ત માટે ગૃહનો ત્યાગ કરવાની વાત કરી પણ આવી વિકલ દશામાં તેને દુઃસંગ કે અન્નદોષનો બાધ ન લાગે ?

વ૦ : એવો બાધ ન નડે માટે આવા વ્યસન દશાએ પહોંચેલા ભક્તે કોઈ પવિત્ર સ્થાનમાં નિવાસ કરવો; જેથી સમાનવૃત્તિવાળા અન્ય ભક્તોના સાથમાં તેના ભક્તિભાવનું પોષણ થઈ શકે.

ઉ૦ : પણ એવી સમાનવૃત્તિવાળા ભક્તો મળવા એ કંઈ

સહેલું નથી. અને કદાચ એવા કોઇક મળે તો પછી ' अति परिच-यात् अवज्ञा ' એ પ્રમાણે અતિ પરિચયથી કંઈ ભાવમાં ક્ષતિ થાય એવું ન બને ? અને એમ થાય તો તેથી દોષ ન લાગે ?

વ૦ : મહાપ્રભુજીએ એ બાબતમાં બરાબર ચોખવટ કરી છે. આવા ભક્તે અન્ય સમાનવૃત્તિવાળા ભક્તોના સહવાસમાં રહેવું કે તેમનાથી છેટે રહેવું, તે સંજોગો જોઈ તેણે નક્કી કરી લેવું. દૂર રહે તો આટલા બધા દૂર ન રહેવું જેથી સત્સંગ જ ટળી જાય. મતલબ કે જે ભક્તની આસક્તિ સેવામાં કે કથામાં દૃઢ થઇ છે, તેને પછી કશી ચિંતા કરવાનું કારણ નથી. આ જીંદગીમાં તેનો ક્યાંય પણ નાશ નથી.

ઉ૦ : પણ, આ રીતે હરિસ્થાનમાં રહેવા છતાં, તેને ઉપર જણાવ્યા તેવા બાધનો સંભવ લાગે તો તેણે શું કરવું ?

વ૦ : આમ બને તેમ હોય તો પછી તે ગમે ત્યાં રહે. એકાંતમાં બાધ લાગે તો સંગમાં રહે, ને સંગમાં બાધ લાગે તો દૂર રહે. મતલબ કે ગમે ત્યાં, ને ગમે તે સ્થિતિમાં રહે, પણ જેની આસક્તિ કથામાં કે સેવામાં દૃઢ થઈ છે, તેને કશો ભય નથી. આસિક્ત સુધી ન પહોંચેલો જીવ ઘરમાં જ હોય અને વ્યસન દશા સુધી ન પહોંચ્યો હોય તો તેને માટે પણ આ અભય વચન છે. એવો જીવ ભલેને ઘરમાં રહેતો હોય. છતાં જો તેની આસક્તિ ભગવાનના ગુણગાનના કથા શ્રવણમાં દૃઢ થઈ હશે તો તેનું પણ ભગવાન રક્ષણ કરશે. ગીતાજીમાં ભગવાને સ્પષ્ટ કહ્યું છે કે ' **तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्** ' આવા અસક્તિવાળા ભક્તની રક્ષા પ્રભુ પોતે જ કરે છે. ભક્તિશાસ્ત્રનું આ ગૂઢ તત્ત્વ છે. જે આને બરાબર સમજી તેનું અવધારણ કરે છે, તેની ભક્તિ દૃઢ બને છે, તેમાં જરા પણ શંકા નથી.

## જલભેદ

ઉ૦ : આપે ભક્તિની વૃદ્ધિ શી રીતે થાય તે સમજાવ્યું. તેમાં પણ એક વાત ચોક્કસ થઈ કે જ્યાં લગી ભક્તિનો બીજ ભાવ દૃઢ ન થાય ત્યાં લગી ભક્તિ ચલિત થવાનો ભય ખરો. બીજના રક્ષણ માટે ખેડુતો જેમ વાડથી તેનું રક્ષણ કરે છે, તેમ ભકતે પણ તેના બીજભાવના રક્ષણ માટે ભગવાનની સેવામાં તથા કથામાં ચિત્તને પરોવવું જોઈએ. જો આમ શ્રદ્ધાપૂર્વક કરવામાં આવે તો ધીરે ધીરે ભકતના હૃદયમાં ભકિતનો ઉદય થશે, આવી સાધક દશામાં ભકતોના સત્સંગ, ને કથા શ્રવણના મહિમા ઉપર વિશેષ ભાર મૂકવામાં આવે છે. તેથી હરિને ભજનારા જુદા જુદા સેવકોને તેમના ગુણોના ભેદ વડે જો આપણે જાણ્યા હોય તો સત્સંગ કોનો કેટલો સેવવો એ બરાબર સમજાય. એ માટે મહાપ્રભુજીએ કાંઈ ચોખવટ કરી છે?

વ૦ : હા. એ ઉપર શ્રી મહાપ્રભુજીનો સ્વતંત્ર ગ્રંથ છે. તેનું નામ જરા અટપટુ છે. **જલનો ભેદ** એવું તેનું નામ છે. તેમાં હરિના ગુણોનું કથન કરનારાઓના ભેદ વર્ણવ્યા છે. તેમ કરવામાં આપશ્રીએ અલંકારિત ભાષાનો ઉપયોગ કર્યો છે. વસ્તુસ્થિતિ વધારે સ્પષ્ટ થાય તે માટે આપશ્રીએ જલાશયોના દાખલા આપી તેના ગુણભેદો ઉપરથી હરિના ગુણગાન કરનારાઓના ભેદ સમજાવ્યા છે જેથી સેવકો હરિગુણ શ્રવણ કરાવનાર અધિકારીઓની કક્ષા ઝટ સમજી શકે. એક રીતે કહીએ તો, કીર્તનના અધિકારી પરત્વે આ ગ્રંથ છે, જ્યારે આ પછીનો **પંચશ્લોકી** નામનો ગ્રંથ, શ્રવણ કરનારના અધિકારની કક્ષા બતાવનારો ગ્રંથ છે. આમ આ બે ગ્રંથની ઉચિતતા પ્રસ્તુત છે. પૂર્વ ગ્રંથમાં ભકતને ભગવત કથામાં ચિત્ત પરોવવાનું કહ્યું. હવે આ ગ્રંથમાં, કથા શ્રવણ કરાવનારના ભેદોની ચોખવટ કરી, શ્રવણ કરનારે કોનો સત્સંગ સેવવો અગર

ન સેવવો તેનું અંગુલિદર્શન કરાવે છે. જુદા જુદા પાત્રોની ભિન્નતાને લીધે પડેલા આવા ભેદો વીસ પ્રકારના છે. જુદા જુદા પાત્રોને આધારે રહેલા જલના જેટલા ભેદો છે તેટલા જ જુદા જુદા વક્તાઓએ ગાએલ ભગવત્ કથાના ગુણભેદો સમજવા.

ઉ૦ : આપણામાં દેવોનું ગુણગાન કરનારાઓમાં ગાંધર્વોનો વર્ગ ગણાય છે. તેમનું મહાપ્રભુજીએ કયું સ્થાન ગણ્યું છે?

વ૦ : મહાપ્રભુજીએ ગાંધર્વોરૂપી ગાયકોને કુવા જોડે સરખાવ્યા છે. જેટલા પ્રકારનાં કુવાનાં જળ તેટલા પ્રકારના ગાંધર્વો સમજવા. કોઈ ઠેકાણે કુવાનાં જળ મિષ્ટ હોય છે, તો કોઈ કુવામાં ખારૂં જળ હોય છે. આમ કોઈ ઠેકાણે ગાંધર્વો ભગવાનનાં ગુણગાન કરનારા સાત્વિક ગવૈયા હોય છે. તેઓ કેવળ ગાવાની કળામાં હોશિયાર હોય છે, એટલું જ નહિ પણ હરિનું કીર્તન કરવામાં ભાવવાળા હોય છે. આ ગવૈયા કુવાના મીઠા જળ જેવા કહી શકાય. બીજા કેટલાક ગાવામાં કુશળ હોય છે, પણ તેઓ લૌકિક ભાવવાળાં ગાયનો ગાઈ લૌકિક ભાવોને ઉત્તેજે છે, તેઓ ખારા કુવાના જળ જેવા છે. આવા બંધીયાર જળ જોડે તેમને સરખાવવામાં એક બીજો પણ હેતુ છે. જેઓને જેવા જળની તૃષા હોય તેઓ તેવા કુવાને કાંઠે જઈ ત્યાંનું જળ પીએ. માટે જળની મીઠાશ, ખારાશ વગેરે જુદા જુદા સ્વાદો પ્રમાણે તેમના વર્ગોના પણ ભેદો છે.

ઉ૦ : અને પુરાણીઓને કોના જેવા ગણેલા છે?

વ૦ : પુરાણીઓને નહેરના પાણી જેવા ગણેલા છે. પુરાણીઓ પરંપરાગત કુટુંબીજનો હોય છે. તેઓ સંસાર ક્ષેત્રમાં પાણી સીંચી, સંસારની વૃદ્ધિ કરવાનું કાર્ય કરે છે. પુરાણીઓ કથા કરી સમાજને ધર્મની વાતોનું શ્રવણ કરાવી ધર્મના સંસ્કારો સીંચે છે. આમને પણ એક વર્ગના ગાયકોજ ગણી શકાય.

ઉ૦ : એમ તો વેશ્યાઓ પણ સમાજમાં કનૈયાનાં ગાન કરી પોતાનું ઉદર પોષણ કરે છે. તેમને કયો વર્ગ સમજવો?

વ૦ : હા, તે પણ એક પ્રકારના ગાયકો કહી શકાય. પણ તેઓ અને તેમની સાથે કામ કરનારા ગાયકો ઘણા કનિષ્ટ પ્રકારના ગાયકોની કોટીમાં આવે, કારણકે તેઓનું જીવન ઘણા નીચ અને અનીતિમય ધોરણે કેવળ સ્વાર્થ માટે જ વહી રહ્યું હોય છે. આથી સમાજમાં જેમ ઘરના ગંદા પાણીની ખાળકુંડીઓનાં જળ હોય છે તેમ તેમણે કરેલા ભગવત્ કીર્તનનો ભાવ એવા ખાળકુંડીના જળ જેવો છે. જેમ ખાળકુંડીનું જળ અસ્પર્શ્ય અને ત્યાજ્ય છે તેમ તેમનો સંગ પણ ત્યાજ્ય છે. ભલે તેમના મોંમાંથી કનૈયાનાં ગીત નીકળે પણ જેમ ટટ્ટી જવાના લોટામાં ગંગાજળ ભરવામાં આવે તો તે ભ્રષ્ટ બને છે તેમ તેમનાં મોંમાંથી આવેલ ભગવદ્ભજન ભલે ઉંચુ હોય છતાં ભ્રષ્ટ છે.

ઉ૦ : હવે પંડિતોને કોની જોડે સરખાવ્યા છે? હું ધારૂં છું કે તેમને ગાયકવર્ગના તો ન કહી શકાય પણ હરિના ગુણોનું સેવન કરનાર લેખી શકાય.

વ૦ : પંડિતોના પણ ઘણા વર્ગ છે. એક જાતના પંડિતો તો સુકાઈ ગએલી નદીના ધરા સમાન હોય છે. જેમ વહેતી નદીનું જળ આખા ગામના લોકોને, અને હજારો પશુપક્ષીઓને જળપાન તથા શુદ્ધિ માટે ઉપયોગી નીવડે છે તેવું આ પંડિતોની બાબતમાં બનતું નથી. પણ સનાતન કાળથી આવેલાં શાસ્ત્રોનાં જ્ઞાનનો તેમણે અભ્યાસ કરેલો હોય છે. એટલે પ્રાચીન જ્ઞાનના રક્ષણ કરનારા તેઓ કાળબળે સુકાઈ ગએલી જ્ઞાન નદીના જળને કંઈક પણ મોટા પ્રમાણમાં સંગ્રહ કરી તેનું રક્ષણ કરનારા ધરા જેવા હોય છે. આમાં ઘણાખરા તો ઉપરચોટિયા અને કેવળ કર્મ જડ હોય છે. તેમના જ્ઞાનનો ઉપયોગ બહુધા સમાજ માટે નથી હોતો.

પંડિતોની એક બીજી જાત છે. તેઓ ઉંડા અને ગંભીર હોય છે. તેમણે તો શાસ્ત્રનો કેવળ અભ્યાસ માત્ર કરેલો નથી હોતો પણ તે ઉપર ચિંતવન પણ કરેલું હોય છે. તેથી જેઓ તેમના જ્ઞાનનો

લાભ લેવા ઇચ્છે તેમને તેઓ તેમના સંદેહનું નિવારણ કરી માર્ગદર્શન પણ કરાવે છે. માટે તેઓ સમાજને વધારે ઉપયોગી છે. આવા પંડિતોને વાવના જળ જોડે સરખાવી શકાય. આ વર્ગના પંડિતો ધરા જેવા પૂર્વે કહેલા પંડિતો કરતાં કંઇક ઉંચા દરજ્જાના હોય છે.

ઉ૦ : શું આ પંડિતો બધા કેવળ જ્ઞાની વર્ગના જ હોય છે ?

વ૦ : ના, જ્ઞાનીઓમાં પણ ભક્તકોટીના પંડિતો હોય છે. તેઓ પ્રેમભીના હોય છે. જ્ઞાન સાથે તેઓમાં ભક્તિ પણ હોય છે. આવા પંડિતો કમળથી ભરેલા સરોવર જેવા હોય છે. જેમ કમળો સૌન્દર્યનું દર્શન કરાવે છે અને કમળભર્યા સરોવરનું સુગંધી જળ પીનારને શાંતિ આપે છે તેમ તેમની જ્ઞાનમિશ્રિત ભક્તિદ્વારા તેઓ સમાજમાં જ્ઞાન અને ભક્તિનાં કમળોની સુગંધ ફેલાવે છે.

ઉ૦ : બધા જ્ઞાનીભકતો શું આવા હોય છે ?

વ૦ : ના,

જેઓ અલ્પજ્ઞાની હોય તથા અલ્પપ્રેમી હોય તેમને સરોવરના જળ સાથે નહિ પણ નાના તળાવના જળ સાથે સરખાવવામાં આવ્યા છે. જેમ તળાવડીમાં કોઇક મોટું પ્રાણી પડતાં તેનું જળ ડહોળાઇ જાય છે તેમ દુઃસંગથી આવાઓનો ભાવ દૂષિત થઈ જાય છે. તેથી તેમનો સંગ કોઈકનેજ ઉપયોગી થાય છે. જ્ઞાન અને ભક્તિની કક્ષામાં યોગસાધના કરી ઉંચી આધ્યાત્મિક સ્થિતિએ જેઓ પહોંચેલા હોય છે તેમની કોટી ઉપરના બેથી વધારે ઉંચી હોય છે.

ઉ૦ : તમે હમણાં કહ્યા તેવા પંડિતોને કોની જોડે સરખાવ્યા છે ?

વ૦ : આવા યોગસિદ્ધ જ્ઞાની ભકતોને વરસાદના જળ સાથે સરખાવવામાં આવ્યા છે. જેમ ઉનાળાના તાપથી તપેલી ભૂમિ ઉપર વરસાદનું જળ પડે છે ત્યારે સમાજમાં શાંતિ, શીતળતા અને

સંતોષ થાય છે અને ખેતરો, તેમજ જંગલોમાં પશુ–પંખી તેમજ ધાન્ય અને ફળફળાદિ સહુ ખીલવા માંડે છે, તે પ્રમાણે આવા પ્રખર જ્ઞાનીભકતોનાં મીઠાં બોધવચનોથી સમાજનું આધ્યાત્મિક જીવન સંતુષ્ટ થઈ ખીલવા માંડે છે. આમ પંડિત વર્ગમાં પણ અનેક ભેદો હોય છે. જે જળના ભેદ વડે બહુ સુંદર રીતે સમજાવવામાં આવ્યા છે.

ઉ૦ : આપણે એવા પણ સાધુઓ જોઈએ છીએ જેઓ સમાજમાં ભળતા નથી પણ એકાંતિક જીવન ગાળે છે. તેમનો આમાં કયાંય સમાવેશ ખરો ?

વ૦ : હા, એવા તપ અને જ્ઞાનમાં મગ્ન રહેનારા જીવો સમાજ માટે બહુ ઉપયોગી નથી હોતા. તેઓ પોતાની શુદ્ધિ કરી આધ્યાત્મિક પ્રગતિ કરી રહ્યા હોય છે. આવાઓને પરસેવાના જળ સાથે સરખાવ્યા છે. જેમ શરીરમાંથી પરસેવારૂપી નીકળેલું જળ તે પુરૂષના શરીરને જ વધારે શીતળ, શુદ્ધ ને તંદુરસ્ત બનાવે છે તેમ આવા તપસ્વીઓ તથા જ્ઞાનીઓ પોતાનાં દેહ, ઈન્દ્રિયો તથા પ્રાણને યોગદ્વારા કાબુમાં લાવી પોતાનીજ શુદ્ધિ સાધે છે, અને આધ્યાત્મિક પ્રગતિ કરે છે. તેઓ સમાજ માટે બહુ ઉપયોગી નથી હોતા. પરંતુ આ પૈકી કેટલાક જેઓ જ્ઞાનની સિદ્ધિ મેળવી ઘણા આગળ પહોંચેલા હોય છે તેઓ તેમના અલૌકિક જ્ઞાન વડે હરિના ગુણનું શબ્દોદ્વારા ભવ્ય દર્શન કરાવે છે. તેઓ જાણે જળનો અવાજ કરતો ધોધ ઊંચેથી પડતો હોય તેમ જ્ઞાનરૂપી ગંગાનો ઘોષ જગતમાં વહેવડાવી રહ્યા હોય છે. આવા જ્ઞાનીઓ વાણીના સ્વામી છે અને વાણીદ્વારા પ્રભુનું ભવ્ય દર્શન કરાવી રહ્યા હોય છે. સમાજની જ્ઞાનદષ્ટિ ઉઘાડી પ્રભુ પ્રત્યે પ્રેમ ઉપજાવવામાં તેઓ ઘણા ઉપયોગી હોય છે. આવા અનુભવવાળા જ્ઞાની ભક્તો ઘણી નાની સંખ્યામાં હોય છે અને જવલ્લેજ મળે છે. એક બીજા વર્ગના ભકતો જેઓ કેવળ આચારમાં ચુસ્ત હોય છે અને દેવાદિકની ઉપાસનામાં

નિમગ્ન રહે છે તેમનું જ્ઞાન ઉંડું નથી હોતું, તેમ તેમની ભક્તિ પણ છીછરી હોય છે.

ઉ૦ : આવા ક્રિયારત, અલ્પજ્ઞાની અને અલ્પ ભક્તિવાળા વક્તાનો ભાવ કોની જોડે સરખાવ્યો છે ?

વ૦ : અન્ય દેવતાઓની ઉપાસનામાં રહેતા ભક્તોનો ભાવ ઝાકળના જળ જેવો છે. ઝાકળનું જળ જેમ ખરેખરી રીતે જમીનમાંથી આવેલું નથી તેમ આવા અન્ય ઉપાસકોનો ભાવ પણ તેમના ઉપાસ્ય દેવતામાંથી નથી આવતો. ઝાકળનું જળ જેમ કોઇની તૃષા છીપાવી શકતું નથી અને જરાક સૂર્યનો પ્રકાશ પડતાં વિલય પામી જાય છે તેમ આવાઓનો ભાવ કોઈને લાભદાયી નીવડતો નથી અને જ્યારે પણ કસોટીનો સમય આવી લાગે છે ત્યારે વિલય પામી જાય છે. તેઓ ઘણું કરીને સ્વાર્થપરાયણ હોય છે તેથી તેમનો સંગ કરવો યોગ્ય નથી.

ઉ૦ : આ તો બધી જ્ઞાનીઓ અને બીજાઓની વાતો થઈ ભક્ત કોટીના જીવોનો મહાપ્રભુજીએ કઈ રીતે વિચાર કર્યો છે ?

વ૦ : ભક્ત કોટીના જીવોમાં પણ અનેક વર્ગો છે. નવધા ભક્તિનો માર્ગ છે, તે તમે જાણો છો. આ નવધાભક્તિ સાધન સિદ્ધિનો માર્ગ છે. આ માર્ગના અનુસરનારાઓમાં ભક્તિ અને વર્ણાશ્રમ ધર્મોનું પ્રેમપૂર્વક પાલન કરનારા અનેક ભક્તો હોય છે, તેઓ ઝરણાંના જળ જેવા હોય છે. ઝરણાંનું જળ શુદ્ધ અને મિષ્ટ હોય છે. આવા ભક્તોના આચારવિચાર પણ શુદ્ધ અને મર્યાદિત હોય છે. આવાં ઝરણાં કાંતો મોટી નદીઓને મળે છે અગર તો નાની નદીઓને મળી તેમાં વિલીન થઈ જાય છે. તેઓ કેવી નદીઓમાં એકરૂપ થયાં છે તે ઉપરથી તેમની કક્ષા નક્કી થઈ શકે છે. હવે બીજી કક્ષાના ભક્તો છે જેઓ કેવળ વૈદિક મર્યાદામાં રહી પોતાનું જીવન ચલાવ્યે જાય છે તેમને સ્થાવરો સાથે સરખાવ્યા છે. બીજા જેઓ મર્યાદાઓ વટાવી અનેક જન્મોની ઉપાસના પછી ગુણદોષથી વૃદ્ધિ કે ક્ષય

પામી છેવટે મોટી નદીમાં ભળી જઈ તદરૂપ થઈ ગયા છે તેઓની કોટી તો ઘણી જ ઉંચી છે. આમાં પણ જેઓ સિન્ધુ નદીની માફક મહા નદીની સ્વતંત્રતાને પ્રાપ્ત થયા છે, તેઓ તો એથી યે ઉંચા છે.

ઉ૦ : તમે કહો છો, તેવા કોઇ પ્રાચીન ભકતોનાં દષ્ટાંતો આપી આ બાબત વધુ સ્પષ્ટ કરશો ? દષ્ટાંતો વડે આનો ખ્યાલ વધારે સારી રીતે આવી શકે.

વ૦ : શેષ, વ્યાસ, અગ્નિ, વાયુ, મૈત્રેય, જડભરત, નારદ આ બધાનો આમાં સમાવેશ થાય. તેઓ નવધાભકિતની પરાકાષ્ટાએ પહોંચેલા હોવાથી મહાનદ કરતાં પણ ચઢી જાય છે અને તેમને સમુદ્રો સાથે સરખાવ્યા છે. તેમનો ભાવ સમુદ્રના અગાધ જલની માફક કદીયે ક્ષોભ પામે નહિ તેવો છે. વળી સમુદ્રમાં જેમ અણમોલ રત્નો છે તેમ આ ભગવદીઓમાં ભગવદ્ ભાવરૂપી અમૂલ્ય રત્ન ઉત્તમ રીતે રહેલું છે. તેમના સંગથી ઉત્તમ ફળ મળે છે.

ઉ૦ : પરંતુ સમુદ્રો તો અનેક પ્રકારના શાસ્ત્રોમાં વર્ણવ્યા છે.

વ૦ : હા, ઉપરના મહાત્માઓને તેમના સામર્થ્ય અને સિદ્ધિની અપેક્ષાએ સમુદ્રો કહ્યા છે. જેમ સમુદ્રોમાં ક્ષાર જલનો, દહીંનો, મદિરાનો, દૂધનો, ઘીનો, શેરડીના રસનો અને મીઠા જલનો એમ સાત પ્રકારની કલ્પના છે, અને તે પ્રત્યેકનાં જળ તેના ગુણો પ્રમાણે જુદાં જુદાં હોય છે, તેમ આ મહાત્માઓ પૈકી કોઈ કર્મના કોઇ જ્ઞાનના તો કોઇ ભકિતના અંશની પ્રધાનતા વડે ભેદો પાડેલા છે. કેટલાક હરિના ગુણો લોક અને વેદમાં કહ્યા પ્રમાણે ગાય છે, તો કેટલાક મિશ્ર ભાવથી ગાય છે અને કેટલાક બીજી જ રીતે ગાય છે. આમ તેમનામાં પણ ગુણભેદો વડે ભિન્નતા છે.

ઉ૦ : શ્રી મહાપ્રભુજીના મતે આમાં સૌથી શ્રેષ્ઠ કયા ભગવદીઓ છે ?

વ૦ : આ બધું જ ભગવાનનું છે એમ જાણી, ગુણાતીત ભાવે જેઓ શુદ્ધ સચ્ચિદાનંદ રૂપ ભગવાનના ગુણોનું શ્રીકૃષ્ણરૂપે વર્ણન

કરે છે તેઓ જ અમૃત જળ જેવા છે. આવાઓની વાણીનું પાન કરવું તે દુર્લભ છે, કેમકે તેમની સંખ્યા જ નહિ જેવી હોય છે. આવા ભક્તો ભગવાન સમાન હોય છે.

ઉ૦ : આવા ભક્તોને જ તાદશી કહેવામાં આવતા હશે, નહિ વારૂ ?

વ૦ : હા તેમને પ્રભુના દૂત તરીકે લેખવામાં આવે છે. તેમનાં વચનામૃત એ પ્રભુની વાણી સમાન છે—અમૃતબિન્દુના પાન બરાબર છે. પૂર્વે અજામિલે વિષ્ણુના પાર્ષદ પાસેથી આવી વાણી સાંભળી, મૃતશય્યામાંથી ઉભા થઈ વિષ્ણુપદની પ્રાપ્તિ કરી હતી, તેનો મર્મ આવો છે. વિષ્ણુ ભગવાનના દૂતની અમૃતવાણીના અમૃત બિન્દુનું પાન કરી તે અમર થઈ ગયો—કૃતકૃત્ય થઈ ગયો એટલે મોક્ષ પામ્યો એવી એક બિન્દુની શક્તિ છે.

ઉ૦ : આપે શ્રવણ કરાવનારાઓના અનેક પ્રકાર ગણાવ્યા. પણ તે પ્રમાણે કરેલું શ્રવણ ફળ્યું ક્યારે કહેવાય ?

વ૦ : જ્યારે ઉપર જણાવ્યું તેમ એક અમૃતબિન્દુના પાનથી અજામિલનો જીવનપલટો થયો તેવો આપણા જીવનમાં પણ શ્રવણથી જીવનપલટો થાય, આપણી ઈન્દ્રિયોના રાગ નાશ પામે, અજ્ઞાન ફીટે, ત્યારે આપણે અમૃતપાન કર્યું કહેવાય. આવું પાન સ્વાનંદને આપનારૂં છે—આત્માના આનંદનો અનુભવ કરાવનારૂં છે. એ જ 'લેહન' કહેવાય,

ઉ૦ : ઉપર વર્ણવેલા જળના પ્રકારમાં પણ બે રીતો જણાવી છે. કેટલાકનાં જળ કાઢવામાં આવે છે એમ કહ્યું, તો કેટલાકમાં કુદરતી રીતે વહેતાં અને પડેલાં જળ છે, એમ કહ્યું. આ જ પ્રમાણે ગ્રહણના અને વહનના ભિન્ન ભિન્ન પ્રકાર કહ્યા છે. તો તેનું શું તારતમ્ય ?

વ૦ : જેવા ભેદ તેમની સ્થિતિમાં છે, તેવા ભેદો તેમના ફળોમાં છે. આવા ભેદો સ્વરૂપ ભેદથી જીવોમાં જોવામાં આવે છે. તેમજ જુદા જુદા વક્તાઓએ ગાએલા વિષ્ણુના ગુણોના ભેદો પણ સ્વરૂપ તેમજ ફળના ભેદોથી જાણી શકાય છે.

# પંચપદ્યો

ઉ૦ : આપે શ્રવણ કરાવનારાઓના વર્ગોની કાલે વાત કરી હતી અને આપે એ પણ કહ્યું હતું કે મહાપ્રભુજીએ શ્રવણ કરનારાઓનું પણ તેમની કક્ષા પ્રમાણે વર્ગીકરણ કર્યું છે. તો, આજે શ્રવણ કરનારાઓનું મહાપ્રભુજીએ કેવી રીતે વર્ગીકરણ કર્યું છે તે કૃપા કરી સમજાવશો ?

વ૦ : શ્રી મહાપ્રભુજીએ શ્રવણ કરનારાઓના અધિકારો નક્કી કરવા 'પંચપદ્યો' નામનો પાંચ શ્લોકોનો ગ્રંથ લખ્યો છે. આજે આપણે તેનો વિચાર કરીશું. આપશ્રીએ આમાં શ્રવણ કરનાર ચાર પ્રકારના અધિકારીઓ બતાવ્યા છે.

ઉ૦ : તે કયા કયા છે ?

વ૦ : તેમાં પહેલા શ્લોકમાં મુખ્ય અધિકારી, બીજામાં મધ્યમ, ત્રીજા તથા ચોથામાં અધમ અને છેલ્લામાં ઉત્તમ અધિકારીના લક્ષણ આપેલાં છે.

ઉ૦ ; મુખ્ય અધિકારીનાં શાં લક્ષણ છે ?

વ૦ , મુખ્ય અધિકારીનાં ત્રણ લક્ષણ જણાવેલાં છે. આવા અધિકારીઓને લૌકિક તથા વૈદિક કાર્યોમાં આસક્તિ નથી હોતી. તેઓ તેને લગતા કામોથી છેટા જ રહે છે, તેમનું મન શ્રીકૃષ્ણ રસમાં ડૂબેલું રહે છે. તેમના ચિત્તની સ્થિતિ આ પ્રમાણે શ્રીકૃષ્ણ રસમાં નિમગ્ન હોવાથી પ્રભુની કથાઓનું તથા તેમના ગુણગાનનું શ્રવણ કરવાને તેઓ ઘણા જ ઉત્સુક હોય છે. શ્રવણ કરનારાઓમાં આ પ્રકારના જે શ્રાવણિકો હોય છે તેમને 'મુખ્યની' કોટીમાં મૂકયા છે.

ઉ૦ : ઠીક. હવે મધ્યમ પ્રકારના અધિકારીઓનાં શાં લક્ષણ હોય છે ?

વ૦ : આવા મધ્યમ કોટીના ભક્ત જીવો જ્યારે ભગવાનનું નામ સાંભળે છે ત્યારે વિહ્વલ થાય છે. તેઓ સર્વભાવ વડે શ્રીકૃષ્ણના તત્ત્વને જાણનાર હોય છે, તેથી જ્યારે ભગવાનનું નામ સાંભળે છે, ત્યારે તેમના ચિત્તમાં વિકલતા થાય છે. પણ આવી વિકલતા સ્થિર નથી હોતી તેમનામાં ઉત્પન્ન થયેલો આ ભાવ નિરોધને લીધે કે કોઈ અન્ય ચિરંજીવ સ્થાયી ભાવને લીધે થએલો નથી હોતો પણ તાત્કાલિક હોય છે. આવો તાત્કાલિક આવેલો આવેશ ટકાવદાર નહિ હોવાથી ક્ષણિક કહી શકાય. આવાઓની સ્થાયી નિષ્ઠા તો અર્થની પ્રાપ્તિમાં હોય છે. તેમને પ્રભુના સ્વરૂપનું લૌકિક જ્ઞાન હોવાથી, જ્યારે જ્યારે તેમની કથાનું કે ગુણોનું શ્રવણ કરે છે, ત્યારે ત્યારે તેટલા વખત પુરતું જ તેમના ચિત્તમાં ખળભળાટ થાય છે અને પળભર આવેશ આવી જાય છે. આ આવેશ ક્ષણિક હોવાથી તેમાં તેમની સ્થિર નિષ્ઠા નથી થતી આ કારણથી જ તેમને મધ્યમ કોટીના શ્રાવણિકો ગણ્યા છે.

ઉ૦ : ત્યારે અધમ કોટીના શ્રાવણિકોનાં લક્ષણ શું હોય છે ?

વ૦ : અધમ કોટીના શ્રાવણિકો સ્વભાવથી લૌકિકમાં આસક્તિવાળા હોય છે. કોઈક વેળા તેમને શ્રવણનો ભાવ થઈ આવે છે પણ આવો ભાવ સતત નથી રહેતો. તેમને સદાનંદ શ્રીકૃષ્ણના સ્વરુપનું નિઃસંદેહ સર્વ પ્રકારે જ્ઞાન તો હોય છે, પણ તેમની લૌકિક આસક્તિ એટલી બધી પ્રબળ હોય છે કે તેમનાથી તેને છોડી ભજનમાં આસક્ત થવાનું બની શકતું જ નથી. આવા શ્રવણ કરનારાઓને કનિષ્ઠ કોટીમાં મૂકયા છે.

ઉ૦ : આપે શરૂઆતમાં જણાવ્યું હતું કે છેલ્લા શ્લોકમાં મહાપ્રભુજીએ ઉત્તમ કોટીના શ્રાવણિકોનાં લક્ષણ જણાવ્યાં છે. તે કયાં છે તે કહેશો ?

વ૦ : ભક્તિનાં સાધન માટે દેશ, કાળ, દ્રવ્ય, કર્તૃ, મંત્ર ને કર્મ એવા ૭ પ્રકારનાં અંગો ગણાવેલાં છે. આ કળિયુગમાં આ

બધાની શુદ્ધિ નહિ રહેવાથી શ્રૌત તથા સ્માર્ત પ્રમાણેની વિધિ અફળ ગણી છે. એટલે કે તે ફલાત્મક નથી. પણ તેમ છતાં જેઓ ભક્તિમાં આસક્ત થયેલા છે તેઓને ઉપરોક્ત સાધનો બાધક નીવડતાં નથી. તેમનું ચિત્ત હરપળ પ્રભુમાં જ પરોવાએલું રહેવાથી અને તેઓ અનન્યાશ્રયી અને નિવેદિત હોઈ નિરહંકૃતપણે ભગવાનનું સ્મરણ કરતા હોવાથી તેમને દેશ, કાળ કે કર્મ બાધક નીવડતાં નથી, અને જ્યારે જ્યારે પ્રભુની કથા તથા સ્તુતિ શ્રવણ કરવાનો પ્રસંગ થાય છે, ત્યારે એકચિત્ત થઈ તેનું શ્રદ્ધા અને પ્રેમપૂર્વક શ્રવણ કરે છે. માટે તેવા શ્રાવણિકોને સૌથી ઉત્તમ કોટીમાં મૂક્યા છે.

મને લાગે છે કે ઉપરના શ્રાવણિકોના વર્ગીકરણથી આપણે કથામાં કેવી ઉત્સુકતાથી ને પ્રેમથી શ્રવણ કરવું જોઈએ, તેનો ખ્યાલ હવે તમને આવ્યો હશે.

# સંન્યાસ નિર્ણય

ઉ૦ : જ્ઞાન માર્ગમાં મુમુક્ષુને જ્યાં લગી મોક્ષની પ્રાપ્તિ ન થાય ત્યાં લગી વર્ણાશ્રમના ધર્મોનું બરાબર પાલન કરીને અંતે સંન્યાસ ગ્રહણ કરવાની આજ્ઞા શાસ્ત્રકારોએ આપેલી છે. આવી રીતે ચતુર્થાશ્રમનું પાલન કરનારા જીવો પણ એકજ જન્મમાં તેવી સિદ્ધિ મેળવી શકે તેવું કાંઈ નિર્માણ નથી હોતું. હું ભૂલતો ન હોઉં તો મહાપ્રભુજી તો કહે છે કે આવી મોક્ષપ્રાપ્તિ માટે જ્ઞાન-માર્ગી, પણ સેંકડો જન્મ પછી સંસિદ્ધ થાય છે. આવી સંસારની માયાવી જાળ જીવને મજબુત રીતે ઘેરી રહેલી હોય છે. હવે આપે કહ્યું કે ભક્તિમાર્ગમાં પણ ગૃહસ્થાશ્રમની વાડ ભક્તિના ઉદ્ભવ અને પોષણ માટે અનિવાર્ય છે. ગૃહસ્થાશ્રમી જીવન ગાળતાં ગાળતાં પણ જ્યાં લગી પ્રભુ પ્રત્યે પ્રેમનો ઉદ્ભવ થઈ ભક્તિ, આસક્તિ દશાની વધારે ઉંચી સ્થિતિએ ન પહોંચે ત્યાં લગી તેનો બીજભાવ દૃઢ થયો ન કહેવાય. તેથી આવી દશાએ જીવની આન્તરિક સ્થિતિ સિદ્ધ થાય ત્યાં લગી તેને પણ અનેક જન્મોમાંથી પસાર થવું પડતું હશે. જ્ઞાનમાર્ગમાં તો આશ્રમના નિયમ પ્રમાણે આખર અવસ્થામાં સન્યાસ લેવાનો હોય છે, જેથી સંસાર પ્રત્યે તેને થોડો ઘણો પણ નિર્વેદ થાય, પણ ભક્તિમાર્ગમાં તો અંત વખતે પણ જીવ સંસારમાં સ્થિતિ ધરાવતો હોય છે, ને તેના ચિત્તની સ્થિતિ ભક્તિભાવ વડે જોઈએ તેટલી રંગાએલી નથી હોતી, તેથી સંસાર પ્રત્યે તેની નિર્વેદ ભાવના સરખામણીમાં દુર્બલ હોવાનો સંભવ વધારે રહે છે. આવી સ્થિતિમાંથી આખરની અવસ્થા કેવી હોવી જોઈએ એ વિષે શ્રી મહાપ્રભુજીએ ઠીક ઠીક વિચાર કરી કાંઈ નિર્ણય કર્યોજ હશે. તે બાબત આપ મને સમજાવશો ?

વ૦ : હા, શ્રી મહાપ્રભુજીએ સંન્યાસ નિર્ણય નામનો સુંદર અને ગંભીર ગ્રંથ આ વિષય ઉપર લખેલો છે. દેશકાલની પરિસ્થિ-

તિ તેમજ પ્રચલિત ધર્મોની અવસ્થા ધ્યાનમાં લઇને આપે એવો નિર્ણય કર્યો છે કે **કળિકાળમાં કેવળ ભકિત એજ પ્રભુપ્રાપ્તિ માટેનો સુગમ અને સુસાધ્યમાર્ગ છે.** જીવોમાંથી આત્મબળ ઘટી ગયું છે, અને બાહ્ય સાધનો અશુદ્ધ બની ગયાં છે. વર્ણાશ્રમની સનાતન સંસ્થા છિન્નભિન્ન થઈ ગઈ છે ને તેનો જે કાંઇ અવશેષ રહ્યો છે તે માત્ર નામનો છે. માટે બધા જ વર્ણોના લોકો જે માર્ગે ગતિ કરી આત્મકલ્યાણને સાધી શકે એવો સરલ ધર્મ તેમની સમક્ષ હોવો જોઈએ, જેથી આશ્રમના નામે જે પાખંડ વધી પડયું છે, તે નિરસ્ત થાય, અને જીવો સીધે રસ્તે પોતાનો આધ્યાત્મિક વિકાસ સાધી શકે.

આપણે આગળ જોયું કે તેવો માર્ગ કેવળ ભક્તિનો માર્ગ છે. ભકિતનો મર્યાદા માર્ગ પણ સાધન ઉપર સ્થિત હોવાને કારણે આ કલિયુગમાં સુસાધ્ય નથી એવું પણ આપે સ્વીકારેલું હોવાથી **આપે શરણ માર્ગની પ્રણાલિકા દાખલ કરી, પ્રભુના નામના જપ દ્વારા તેમજ કથાના શ્રવણ દ્વારા પ્રથમ તદાશ્રયભાવના કેળવવાની વાત ઉપર ભાર મૂકયો.** તદાશ્રય ભાવ એટલે પ્રભુ એજ મારો તારણહાર છે, તે જ મારૂં શરણ છે, એવો ભાવ. આ ભાવના ઉદ્ભવ માટે અષ્ટાક્ષરના જપનો વિધિ અને બ્રહ્મસંબંધ કરી આત્મસમર્પણ કરવાનો વિધિ દાખલ કર્યો. આવા સંસ્કારદ્વારા જો જીવમાં પ્રભુ પ્રત્યે ભાવ ઉત્પન્ન થાય તો ભક્તિની વૃદ્ધિ માટે સેવાનો પ્રબંધ કર્યો, જેથી સર્વાત્મભાવ વડે તે નિરોધની દશા પ્રાપ્ત કરવાને પાત્ર થઈ શકે. આવા જીવનની બધી જ ક્રિયાઓને ભગવન્મય બનાવી, આખા સંસારને ભગવન્મય બનાવવાની પ્રક્રિયા દાખલ કરી, જેથી આખું વાતાવરણ ભગવાનના નામ અને સ્મરણથી ગુંજી રહે. આથી ભક્તનું જીવન કંઇક અંશે શુદ્ધ બને. પરંતુ આવા માર્ગમાં પણ બધા જીવોની આ પ્રમાણે રુચિ ઉત્પન્ન થાય એવું કાંઈ હોતું નથી. જે જીવોમાં વૈરાગ્યની પ્રધાનતા ન હોય તથા લૌકિકમાં જેઓ ડૂબેલા

ન હોય, પણ મધ્યમ પ્રકારના હોય, એટલે સંસારના રસોમાં છેક પોતાને ભૂલેલા નહિ પણ તેની ખારાશથી કંઈક અસંતુષ્ટ થએલા, કંઈક કંટાળેલા અને વધારે ઉચ્ચ રસ માટે ફાંફાં મારતા જીવો ઘણે ભાગે આવા માર્ગમાં દાખલ થાય એવું બનવાજોગ છે, એમ વિચારી ગૃહસ્થાશ્રમના પાયા ઉપર આ નવા માર્ગની ઈમારત આપશ્રીએ ચણી છે. આનો અર્થ એવો નથી થતો કે ગૃહસ્થજીવનના ભોગ વિલાસોને પોષણ મળે અને જીવ તેમાંજ વધારે ને વધારે ડુબતો જાય તેવો આનો ઉદ્દેશ છે. શ્રી મહાપ્રભુજીએ તો ડિંડિમ વગાડીને આપશ્રીના એક અન્ય ગ્રંથમાં કહ્યું છે કે, '**गृहं सर्वात्मना त्याज्यम्**' એટલે ઘરનો તો સર્વથા ત્યાગ કરવો, એજ ધર્મ સિદ્ધિ અર્થે સૌથી શ્રેષ્ઠ માર્ગ છે. પણ જો તે શકય ન હોય–જેમ અસારના કાળમાં સેંકડે નવ્વાણું જીવ માટે તે શકય નથી–તો પછી, '**कृष्णार्थे तत्प्रयुञ्जीत**' તે સંસારને કૃષ્ણમય બનાવવો. આમ સંસારને ભગવદ્દભાવને પોષણ મળે તેવી રીતે ભોગવો, જેથી ધીરે ધીરે સંસારના દુઃખની નિવૃત્તિ થવા પાગે ને બ્રહ્મનું જ્ઞાન થાય. આમ થવાથી જીવનો અહંભાવ અને મમત્વનો ભાવ નિવૃત્ત થશે. અને તેમ થતાં તે પ્રભુના વરણ માટે લાયક થશે. આમાં જીવનું બળ કામ નહિ લાગે, માટે તેને તો અષ્ટાક્ષરમાં કહ્યા પ્રમાણે શરણ-ભાવના અને બ્રહ્મસંબંધમાં જણાવ્યા પ્રમાણે નિવેદિતતાની ભાવનાનું સાચા હૃદયથી સેવન કરવું, જેથી પ્રભુ તેના ઉપર અનુગ્રહ કરી તેના સંસારને ભગવન્મય બનાવવાની રસાયણિક ક્રિયામાં મદદ કરે અને તેના જ બળ વડે ને તેનાજ અનુગ્રહથી જીવનાં દેહ, ઈન્દ્રિયો, મન તથા અંતઃકરણ શુદ્ધ થઈ, જીવ નવતનુત્વને–અલૌકિક દેહને– પામશે. અર્થાત્ આ સંસારમાં જીવતો હોવા છતાં, સંસાર તેને બાધ કરી શકશે નહિ. આવી ભવ્ય ભાવના આ માર્ગના પાયામાં રહેલી છે. માટે જ આચાર્યશ્રીએ ગૃહજીવનનો તિરસ્કાર કર્યો નથી પણ તેને અપનાવ્યો છે. ધર્મના શિક્ષણમાં આ 'મોન્ટેસોરી' પદ્ધતિ

છે, એ આપણે ભૂલવું ન જોઈએ. ગૃહ પ્રત્યે આપશ્રીની આવી ભાવના હોવાને લીધે પ્રચલિત આશ્રમ પદ્ધતિની દષ્ટિએ ભક્તિમાર્ગમાં સંન્યાસને શું સ્થાન હોવું જોઈએ, એ પ્રશ્ન વાસ્તવિકપણે આપણી આગળ હવે ખડો થયો, ગીતાજીમાં પણ, 'અવ્યક્તનો માર્ગ કઠણ છે,', એવી ચેતવણી તો ભગવાને સ્વમુખે આપી છે. એટલે જ્ઞાન માર્ગનો રસ્તો ઘણો કિલષ્ટ છે, એ તો જાણે સર્વમાન્ય વસ્તુ છે. પણ, જ્યારે તેના પાલનનો આગ્રહ કરવામાં આવે, ત્યારે પણ તેનું શુદ્ધભાવે આચરણ થઈ શકે કે કેમ એ સવાલ છે. તેમાં કોઈક અપવાદો હશે જ અને તે માટે કોક કોક દૈવી જીવ અધિકારી હોઈ શકે. પરંતું આપશ્રીએ તો આચાર્ય તરીકે બધી પરિસ્થિતિ ધ્યાનમાં લઈ, બધાના માર્ગોનો વિચાર કરવાનો હતો. એટલે આપશ્રીએ સંન્યાસ નિર્ણયના ગ્રંથની પહેલીજ લીટીમાં આપના વિચારોનું માર્ગદર્શન કરાવ્યું છે. સંન્યાસ જ્ઞાનમાર્ગમાં પ્રચલિત છે અને અનિવાર્ય ગણાય છે. પણ અત્યારે તેની શી સ્થિતિ છે? કેવા સંજોગોમાં સંન્યાસ ગ્રહણ કરી શકાય? તેના ગુણદોષોને ખ્યાલમાં લઈ મહાપ્રભુજી કહે છે કે, '**पश्चात्ताप निवृत्त्यर्थं परित्यागो विचार्यते**' એટલે કે સંન્યાસ લીધા પછી તેમાંથી કાળબળે ભ્રષ્ટ થતાં પશ્ચાતાપ કરવા વારો ન આવે એ દષ્ટિએ જ સંન્યાસનો વિચાર થઈ શકે એમ છે, બીજી કોઇ પણ રીતે નહિ. જ્ઞાન સંન્યાસ તો હવે લગભગ અશકય જેવો બન્યો છે, એવો આનો ધ્વનિ છે.

ઉ૦ : તો આ ઉપર આપશ્રીએ શાસ્ત્રીય વિચાર કરી ઘણો સુંદર નિર્ણય આણ્યો હોવો જોઇએ. આપણે ત્યાં ધર્મના ત્રણ સુપ્રસિદ્ધ માર્ગો ગણાવેલા છે—જ્ઞાન, ભક્તિ ને કર્મ. આ સર્વ માર્ગોમાં સંન્યાસની શી સ્થિતિ હોવી જોઇએ, એ હવે સ્પષ્ટતાથી જાણવા માગું છું.

વ૦ : શ્રી મહાપ્રભુજી આજ્ઞા કરે છે કે કર્મ માર્ગમાં તેને

સ્થાન ન હોઈ શકે, અને કળિયુગમાં તો ખાસ કરીને ન હોઈ શકે. પરંતુ ભક્તિમાર્ગમાં અને જ્ઞાનમાર્ગમાં ત્યાગને વિશેષે કરીને સ્થાન આપવામાં આવ્યું છે. માટે પહેલાં તો આપણે ભક્તિમાર્ગમાં સંન્યાસને ગ્રહણ કરવો કે કેમ તે વિષે વિચાર કરવાનો પ્રાપ્ત થાય છે. ભક્તિ માર્ગમાં મુખ્ય સાધન તરીકે શ્રવણાદિને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે. એટલે ભક્તિનાં સાધનો એવાં શ્રવણ–કીર્તન સ્મરણ વગેરેની સાધના કરવી હોય તો તેમાં ત્યાગ પોષક છે કે કેમ એ વિચારવાનું પ્રાપ્ત થાય છે. દેખીતી રીતે જ આવી સાધના માટે ત્યાગાવસ્થા સહાયક નથી પણ બાધક છે. શ્રવણાદિ માટે સંગની અને અર્થની જરૂર પડે છે. માટે ગૃહસ્થાશ્રમની વાડ તેના રક્ષણ માટે આવશ્યક ગણી છે. આમ છતાં, 'હું તો હવે બહુ ઉંચી કક્ષાએ પહોંચી ગયો છું, એવો ખોટો ખ્યાલ સેવી, કામ ક્રોધાદિ ષડ્રિપુઓને વશ હોવા છતાં ગૃહનો ત્યાગ અભિમાનને લઈને કરે, તો તેવો ત્યાગ ધર્મનો વિરોધી છે. ઉપર કહ્યું તેમ, 'મારા જેવા ભક્તિમાં આગળ વધેલાને ઘર હવે બાધક છે.' એમ ગણી જો અપક્વ દશામાં ઘરને છોડવામાં આવે તો ગૃહાદિનો સંગ ત્યાગવાની ભ્રમણાથી, અને અંતરમાં એવી ખરી ત્યાગની ભાવના જાગ્રત થએલી નહિ હોવાથી, જેનો તેણે બાહ્ય રીતે ત્યાગ કર્યો છે તે વિષયોનો તેની ત્યાગ દશામાં પણ તેને સંગ થવાનો. માટે જ્યાં લગી લૌકિક વિષયો ઉપરથી આસક્તિ નાબુદ ન થઈ હોય ત્યાં લગી ગૃહનો ત્યાગ એ ધર્મને પોષક નહિ પણ બાધક છે. ભલે, શરૂઆતમાં જે વિષયોને તે બાધરૂપ ગણતો હતો તેનાથી છુટો થવાથી પોતે પહેલાં કરતાં સારી સ્થિતિમાં મૂકાયો છે, એમ ક્ષણભર માની લે. પણ વખત જતાં, તેના હૃદયમાં વિષય પ્રત્યેની લાલસા જે ઘર કરી રહી હોય છે તે તેની આ ત્યાગદશામાં પણ પાછી બીજા રૂપમાં જાગ્રત થાય છે; અને ભલે એક પ્રકારના વિષયોને તેણે છોડી દીધા હોય, છતાં તેવીજ જાતના વિષયો બીજા રૂપમાં તેને

આકર્ષિત કરે છે, ને તેનું હૃદય પાછું વિષયવાસનાઓથી ભરપૂર બને છે. અને જો આમ બને તો ભલેને તે વૈષ્ણવ હોવાનો કે ભક્ત હોવાનો બહારથી ડોળ કરતો હોય, છતાં અંદરથી વિષયોને સેવતો હોવાથી તે પાખંડી બને છે. આ દશામાં તે ત્યાગનાં બાહ્યચિન્હો ધારણ કરતો હોવા છતાં બહુધા પાખંડી જીવન પસાર કરે છે.

ઉ૦ : આવા પાખંડીની શી ગતિ થાય છે?

વ૦ : આવો બાહ્યત્યાગ કરવામાં તેનો હેતુ કેવળ તેને ન ગમતી બાહ્ય વસ્તુઓમાંથી છુટા થવાનો હતો. તેના અંદરના રાગ તો ગયા ન હતા. એટલે આવી રાગાવિષ્ટ હૃદયની સ્થિતિમાં હરિનો આવેશ શી રીતે થાય? જ્યાં સુધી હૃદયમાં વિષયોને કોઇપણ પ્રકારનું સ્થાન છે ત્યાં લગી પ્રભુ હૃદયમંદિરમાં પધારતાજ નથી. એ નિર્વિવાદ વાત છે. અને એવું કોઈ અભિમાન સેવે તો તે કેવળ આત્મવંચના—જુઠાણું છે. માટે આવી અધકચરી સ્થિતિવાળાનો ત્યાગ તેની ઉત્ક્રાન્તિ માટે નથી પણ પતન માટે છે. આવો ભક્ત બહારથી ત્યાગનાં ચિન્હો ધારણ કરતો હોવાથી સમાજમાં મોટો કહેવાય છે, પણ વસ્તુતઃ તે તો અધમ હોય છે. તેના અંદરના રાગ ગયા નથી હોતા છતાં ય હવે બહારથી મોટા હોવાનો ઢોંગ ચાલુ રાખવો પડે છે અને અંદરની અશાંતિ તેને કોરી ખાય છે. આવી સ્થિતિમાં તે પોતાનું તેમજ પારકાનું ય કલ્યાણ સાધી શકતો નથી. માટે આવી અધકચરી સ્થિતિમાં ત્યાગ ન કરવો, કેમકે આવી સાધન દશામાં હરિનો આવેશ થતો નથી.

ઉ૦ : આવી સાધનદશા ક્યારે પાકે છે? અને ત્યાગ કરવાને તે કોઈપણ કાળે યોગ્ય થાય છે કે કેમ?

વ૦ : ભક્ત જ્યારે વિરહદશાએ પહોંચે છે ત્યારે તેવો ત્યાગ પ્રશસ્ત કહેવાય. આગળ આપણે ભક્તિવર્ધિનીમાં પ્રેમની ક્રમિક ગતિનો વિચાર કરી ગયા. ભક્તિમાં પ્રેમમાંથી આસક્તિ અને આસક્તિમાંથી વ્યસન એમ પ્રેમની ઉત્તરોત્તર દશા વિકસિત થાય છે.

ભક્તની જ્યારે વિરહદશા વિકાસ પામે ને તેનાં સર્વ સાધન છુટી જાય અને તેનું હૃદય પ્રભુના વિરહમાં ભડકે બળવા લાગે, ત્યારે ત્યાગ માટેની યોગ્ય દશા પ્રાપ્ત થઈ તેમ કહી શકાય.

ઉ૦ : ત્યારે તો જેમ જ્ઞાન માર્ગમાં વર્ણાશ્રમ પ્રમાણે અંતીમ અવસ્થામાં સંન્યાસ લેવાનો હોય છે, તેમ તેણે સંન્યાસ લેવો એવો જ આનો અર્થ છે ને ?

વ૦ : ના, આશ્રમજીવનમાં જ્ઞાનનો ઉદય થાય એવો કાંઈ નિયમ નથી, અને જ્ઞાનનો ઉદય થયા સિવાય સંન્યાસ ગ્રહણ કરવામાં આવે તો તેથી મોક્ષની સિદ્ધિ થાય નહિ એ સ્વાભાવિક છે, એટલે તેવો જીવ આશ્રમજીવન વૈદિક નિયમાનુસાર જીવેલ હોય છતાં તેનો આત્મિક વિકાસ મોક્ષ માટે અધિકારયુક્ત ન થયો હોય તો તેને પુનર્જન્મ લેવો પડે છે. પણ ભક્તિમાર્ગમાં વિરહાગ્નિનો ઉદ્ભવ થવો એ આન્તરિક ઉત્ક્રાન્તિની સ્વાભાવિક સ્થિતિ છે. જેમ આત્મજ્ઞાનનો ઉદય થાય તો જ્ઞાનીને તેમજ પ્રેમમાર્ગમાં વિરહાગ્નિનો ઉદય થાય તો ભક્તને સંન્યાસનો અધિકાર પ્રાપ્ત થાય છે, એમ કહી શકાય. પણ આ બન્ને આન્તરિક સ્થિતિના ઉદ્રેક છે, બાહ્ય નહિ. આવી વિરહદશાનો ઉદય ન થાય તો ભક્તે બધોજ વખત ગૃહસ્થાશ્રમમાં જીવન પુરૂ કરવું. એવો તેનો આદેશ છે.

ઉ૦ : ત્યારે તો તેની રીતમાં ય ફેર હશે ?

વ૦ : હા. જ્ઞાન સંન્યાસમાં વેષપલટાની જરૂર માનેલી છે, જ્યારે ભક્તિસંન્યાસમાં નથી માનેલી. જો કે ભક્તને આવી બાહ્ય વસ્તુઓ બંધન રૂપ લાગે તો વેષમાં ફેરફાર કરવાને પણ પ્રતિબંધ નથી. ગોપીઓએ એવો વેષપલટો ક્યાં કર્યો હતો ? અને છતાં તેઓ પ્રખર સંન્યાસીની સદૃશ જીવન ગાળતાં હતાં.

ઉ૦ : ગોપીઓનું આપણા માર્ગમાં શું સ્થાન છે ?

વ૦ : કૌણ્ડિન્ય મુનિ જે ભક્તિમાર્ગના સ્થાપક ગણાય છે

તે અને ગોપીઓ આપણા માર્ગના ગુરૂ સ્થાને છે. ભકિતમાર્ગને પંથે ચાલનાર સાધકે તેમના બોધેલા અને આચરેલા માર્ગે ચાલવું, એવો તેનો અર્થ છે. એજ તેમનું સાધન છે, અન્ય સાધન નથી. જો એ વસ્તુ બરાબર સમજાય તો જણાશે કે ભકિતમાર્ગમાં '**भावः भावनया सिद्धः साधनं न अन्यद् इष्यते**' ભાવના વડે જ ભાવ સિદ્ધ થાય છે, તેજ સાધનરૂપ બને છે, બીજા કોઈ પણ સાધનની જરૂર નથી. આટલા માટે ભકિતમાર્ગને ભાવના પ્રધાન માર્ગ તરીકે વર્ણવ્યો છે. હવે ભાવ એ શું છે? હૃદયમાં પ્રેમનો આવિર્ભાવ. જ્યાં હૃદય આવા ભકિતપૂર્ણ ભાવથી ભરેલું હોય, ત્યાં ભગવાનના દર્શનની તાલાવેલી લાગેલી હોય છે અને તેના અભાવમાં ભકતનું હૃદય એવું તો અશાંત ને વિકલ થયેલું હોય છે કે ઘરમાં તથા ઘરના કામકાજમાં તેને જરાપણ રસ પડતો નથી, પણ જાણે વિંછી ડંખે તેમ તેનો સંગ તેને અકારો લાગે છે. માટે જ્યારે આવી સ્વાભાવિક સ્થિતિ ખીલે ત્યારેજ ત્યાગ ગ્રહણ કરવા યોગ્ય છે, એવી આજ્ઞા કરવામાં આવી છે. આવા ભકતની પ્રકૃતિ લૌકિક હોતી નથી, તે એટલે સુધી કે તેને જ્ઞાનની વાત સુદ્ધાં ગમતી નથી. પ્રભુના ગુણો તથા તેની મોટાઈનું તેને કામ નથી, તેને તો ભગવાનને પ્રેમથી જીતી લેવા છે-પ્રેમથી જ પ્રભુનો મેળાપ કરવો છે. માટે આવી વિકલ દશામાં કોઈ ભગવાનની મહત્તાની વાતો કરે, અગર તેને જ્ઞાન દ્વારા આશ્વાસન આપવા મથે, તો તેનાથી વિકલતા ઘટવાને બદલે વધવા પામે છે. કારણકે તેમ કરવામાં પ્રેમને ઠંડો કરવાનો ઉદ્દેશ હોવાથી તેવા ઉપચારો ઉલટા બાધક નીવડે છે. ભગવાન શ્રીકૃષ્ણે મથુરાવાસ કર્યા પછી જ્ઞાનભકત ઉદ્ધવજીને ગોપિકાઓને આવો બોધ આપવા મોકલ્યા હતા, ત્યારે ઉદ્ધવના મુખે ભગવાનની મહત્તાની વાતો સાંભળતાં ગોપિકાઓએ કહ્યું હતું તે ભકતકવિ દયારામભાઈએ ગાયું છે '**તમે રીઝો ચાંદરણે અમો રીઝું ચંદ્ર મળ્યે**' ગોપિકાઓનો આવો પ્રેમ જોઈ

ઉદ્ધવજીનો જ્ઞાન ગર્વ ટળી ગયો, અને ગુરૂ થવા ગએલા તે શિષ્ય બનીને પાછા આવ્યા હતા.

ઉ૦ : ગીતાજીમાં તો જ્ઞાનને ઉત્કૃષ્ટ ગણ્યું છે, ને જ્ઞાનને જ મોક્ષસાધક ગણ્યું છે. તો શા માટે અહીં તેની ઉપેક્ષા કરવામાં આવી છે?

વ૦ : તમે ન સમજ્યા. જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગના રસ્તા નિરનિરાળા છે. બન્ને મોક્ષસાધક છે. પરંતુ તેમના મોક્ષો જુદા જુદા છે. અને તેમની આત્મિક ગતિ પણ જુદી છે. જ્ઞાનની પરાકાષ્ટા અજ્ઞાનના અભાવમાં છે, અને શાન્તિની પર્યાપ્તિમાં છે, જ્યારે ભક્તિની પરાકાષ્ટા અજ્ઞાનના અભાવમાં છે અને રસની પર્યાપ્તિમાં છે. બન્નેમાં આનંદ છે, ચૈતન્ય છે, પણ જ્ઞાનમાં જ્યારે દુઃખના અભાવરૂપ શાંતિ પ્રધાન નકારવાચક આનંદ છે, ત્યારે ભક્તિમાં રસાનુભવરૂપ હકારવાચક આનંદ છે, એટલે એકનો ઉપાય બીજાને લાગુ ન પડે. જ્ઞાન ભક્તિને ઠંડી પાડી દે છે. જ્ઞાન લાકડામાં રહેલા ઠંડા અગ્નિ જેવું છે, જ્યારે ભક્તિ ભડભડ બળતા લાકડાની જ્યોત જેવી છે. જ્ઞાનથી ય મોક્ષ તો મળે છે. પણ જ્ઞાનીની સ્થિતિ સત્ય લોકમાં છે. જ્ઞાનીની ભાવના સત્તત્વમાં સ્થિર થવાની છે, એટલે સત્યલોક, જે પરમાત્માના દેહરૂપ છે તેમાં તેની સ્થિતિ હોય છે. ભક્તની ભાવના સત્તત્વસ્થ એવા સત્યના આત્મારૂપ–પરમાનંદ સ્વરૂપ બ્રહ્મમાં સ્થિત થવાની હોય છે; એટલે કે આનંદની–રસની સાકાર મૂર્તિ એવા પરબ્રહ્મ–કૃષ્ણમાં તેની સ્થિતિ થાય છે. લાકડામાં રહેલા અગ્નિથી તેને તૃપ્તિ થતી નથી, પણ સ્વાત્મરૂપ ભગવાન બહાર પ્રગટ થઈ, પછી અંદર પ્રવેશ ન પામે, ત્યાં લગી તેને ચેન પડતું નથી. આવી રીતે આત્મામાંથી પ્રભુનું પ્રાકટ્ય થાય ત્યારે જીવનના સઘળા બંધો મૂળમાંથી નાશ પામે છે, તે વગર ગુણનો મૂળમાંથી નાશ થતો નથી. આવી પ્રેમની ચૈતન્યમય અવસ્થાને જ નિર્ગુણ

અવસ્થા તરીકે લેખવામાં આવે છે, કારણકે આવી પરાત્પર સ્થિતિમાં લૌકિક ગુણોનો તદ્દન અભાવ હોય છે.

ઉ૦ : પણ, મને એક શંકા થાય છે. આપે વિરહનો અગ્નિ ભડકે બળે છે, એવા શબ્દો વાપર્યા પણ મને લાગે છે કે આવી દશા બહુ લાંબો વખત ન ચાલી શકે. લોકમાં પણ આપણે જોઈએ છીએ કે જ્યારે માણસને જ્વર ચઢે છે, ત્યારે તે વિકલ બને છે, ને ધમપછાડા કરે છે. આ સ્થિતિને પણ અમુક મર્યાદા હોય છે. તે મર્યાદાથી વધારે અંશે તાવ ચઢે છે તો તે પ્રાણને હરનારો નીવડે છે. તો પછી, જો વિરહાગ્નિ વધે જ જાય અને પ્રભુદર્શન ન થાય તો શું જીવનદોર તૂટી ન જાય ? આવે કાળે જ્ઞાનમાંથી જે શીતળતા આવે છે, તેવા શીતોપચારની શા માટે અવજ્ઞા કરવી જોઇએ ?

વ૦ : તમે કહો છો તે બરાબર છે, પણ જ્યારે ભક્તનું હૃદય વિરહાગ્નિથી ઝળતું હોય છે ત્યારે પણ તેની જીવવાની આશા મટતી નથી. કારણ કે જીવિત દશામાં જ પ્રભુનાં દર્શન શક્ય બને છે. તેથી દર્શનના અભાવમાં એક તરફ પ્રાણનો અંત આવે તેવી ઉત્કટ ઇચ્છા થાય છે, તો બીજી તરફ જીવિત દશામાં પ્રાણેશ–કૃષ્ણનાં દર્શન માટેની એટલીજ આતુરતા હોય છે. આવી દર્દમય સ્થિતિમાં પણ જ્યારે તે પ્રભુનાં ગુણગાન સાંભળે છે ત્યારે આવા દર્દમાં પણ પ્રભુસ્મરણની મીઠાશ તે અનુભવી શકે છે, તે મીઠાશજ તેના જીવનને ટકાવી રાખે છે. એક તરફથી દર્દના પીડાગ્નિમાં સઘળાં ગુણાત્મક પાપો બળી ભસ્મીભૂત થઈ જાય છે, તો બીજી તરફથી એવી રીતે ભસ્મીભૂત થઈ પવિત્ર અને નિર્ગુણ થએલી હૃદયની ભૂમિકા ઉપર પ્રભુનામની સુરતી તેની જીવનદોરીને ટકાવી રાખે છે. આનું કારણ એ છે કે તેના આત્માના પાતાળમાં તેને શ્રદ્ધા છે કે પ્રભુ તેને કદાપિ નહિ છોડે. આવી આત્મશ્રદ્ધામાંજ તેના જીવનનું પ્રેરક બળ હોય છે. આખરે હૃદયની સ્થિતિ પરિપાક

થતાં પ્રભુનો તેમાં આવેશ થાય છે ને ભક્તનું જીવન કૃતાર્થ થાય છે. અર્થાત શ્રી મહાપ્રભુજીની ભાષામાં હરિ ફલરૂપ થાય છે. માટે આવું વિરહાગ્નિનું દુઃખ બાધક નથી પણ પોષક છે.

ઉ૦ : ત્યારે તો એવા અગ્નિને શાંત કરવા ઉપાય કરવો એ ઈષ્ટ નથી, એમને?

વ૦ : હા. માટે પ્રભુ તેને સ્વાસ્થ્ય થાય તેમ કરી અગ્નિને શમાવવા મન કરતા નથી. એવું ન કરવામાં ક્રૂરતા નથી પણ દયાળુતા રહેલી છે. કારણકે પરિપાક દશા સાથેજ ફળપ્રાપ્તિ સુલભ થાય છે. એટલે અગ્નિને શમાવવા પ્રયત્નો કરવા તે ફળપ્રાપ્તિ માટેનો વિલંબ કરવા બરાબર છે. પણ પ્રેમની આવી દશા ઘણી જ દુર્લભ હોય છે.

ઉ૦ : પણ, અહીં આપને એક પ્રશ્ન પૂછવાનું મન થાય છે. ગોપીઓની પણ આવી દશા થએલી તે તો શ્રીમદ્ ભાગવતમાંથી જણાય છે, પણ એવી દશાની સિદ્ધિ પછી શું?

વ૦ : એવી દશાનું ફળ એટલે જ પ્રભુ પ્રાપ્તિ. નિરાકાર અગ્નિમાંથી સાકાર અગ્નિનું પ્રાકટ્ય અને પાછું તેજ અગ્નિમાં એટલે આત્મામાં સમાઈ જવું. લૌકિક ભાષામાં કહીએ તો લૌકિક જીવનનું અલૌકિક જીવનમાં પરિવર્તન થવું. આવી દશા પ્રાપ્ત કર્યા પછીનું જીવન બહારથી ભલે બીજા જેવું દેખાય, પણ જેમ જ્ઞાન માર્ગમાં જનક રાજા મુક્ત જીવન જીવતા હતા, ને સંસાર તેમને બાધક ન હતો, તેમ ભક્તિ માર્ગમાં પણ ગોપીઓ મુક્ત જીવન ગાળતી હતી. તેમનો પ્રેમ સ્થૂળ મટી હવે માનસિક થયો હતો. તેઓ તદીયતાને પામ્યાં હતાં, તેથી આન્તર ને બાહ્ય ભગવદ લીલાને અનુભવી, ભગવન્મય જીવન ગાળતાં હતાં. આવું જીવન એજ ભક્તનું સંન્યાસજીવન. પછી વિશ્વમાં તેની હયાતિ તીર્થરૂપ છે.

ઉ૦ : ત્યારે જ્ઞાન માર્ગમાં સંન્યાસ સંમત ગણ્યો છે, એ ઉપર શ્રી મહાપ્રભુજી શી આજ્ઞા કરે છે?

વ૦ : જ્ઞાનમાર્ગનો સંન્યાસ બે પ્રકારનો હોય છે. જ્ઞાન માટેનો

કે પછી આશ્રમ પદ્ધતિ પ્રમાણે ઉત્તરાવસ્થાનો. પણ આવા બીજા પ્રકારના સંન્યાસમાં તો સિદ્ધિ સો જન્મે જ મળે છે. હવે જ્ઞાનપ્રાપ્તિ માટે લેવાના સંન્યાસનો વિચાર કરીએ તો જણાશે કે જ્ઞાન માટે યજ્ઞ, કથા વગેરે સાધનોની અપેક્ષા માનેલી છે. આવા સાધનો ગ્રહસ્થાશ્રમમાં રહીનેજ વધારે સારી રીતે સાધી શકાય છે. તેમ ન કરતાં ઘરનો ત્યાગ કરવામાં આવે એ કલિકાલ માટે તો નુકસાનકારક છે. તેમાંથી તો ઊલટુ પસ્તાવાનો વારો આવે છે, અને ઘણે ભાગે આવું કરનારાઓ પાખંડી બને છે. માટે કલિકાલમાં જ્ઞાન માટે સંન્યાસ લેવો બાધક છે, એટલે જ્ઞાનમાર્ગે ઈશ્વર પ્રાપ્તિ કરવા ઈચ્છનારાઓએ પણ સંન્યાસ ન લેવો એવું શ્રીમહાપ્રભુજીનું મંતવ્ય છે.

ઉ૦ : તો પ્રશ્ન એ થાય છે કે ભકિતમાર્ગમાં પણ એવો કલિકાલનો દોષ તો લાગતોજ હશે, તો શા માટે આપશ્રીએ વિરહદશામાં ત્યાગ કરવાની સંમતિ દર્શાવી છે?

વ૦ : વિરહદશામાં આવો ભકિત સંન્યાસ લેવાથી નાશ થયો હોય તેવો કોઈ દાખલો શાસ્ત્રમાં દેખાતો નથી. સ્વાસ્થ્યનો ત્યાગ એ વિરહદશામાં પ્રશસ્ત ગણાય છે. ગૃહસ્થિતિ તે સ્વાસ્થ્યને પોષક છે, માટે તેનો ત્યાગ કરવો, એ તેવા આત્માની સ્વાભાવિક સ્થિતિ છે. માટે તેમાં સ્વાભાવિકતા રહેલી હોવાથી તે શી રીતે બાધ કરતા થાય? નજ થાય. અરે! તમે ત્યાંજ કેમ અટકો છો? આવો ત્યાગ તો બાધક નથી પણ હરિ પોતે પણ તેના માર્ગમાં કોઈ પણ પ્રકારનો બાધ કરી શકતા નથી. કોઈ પણ માતા પોતાના બાળકને તરછોડી મૂકી, ન ધવરાવે એવું સાંભળ્યું છે? તો પછી પોતાના ઉપર જ જે આશ્રિત છે તેને પ્રભુ કેમ તરછોડે?

ઉ૦ : પણ પદ્મપુરાણનો એક શ્લોક મને યાદ આવે છે. તેમાં જણાવ્યું છે કે, "**ज्ञानिनामपि चेतांसि देवी भगवति हि सा, बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति** । તો પછી ભકિતની ઉત્કૃષ્ટતા શા માટે લેખો છો?

વ૦ : જ્ઞાની કંઈક અંશે માયાને વશ હોય છે. એટલે ઉપર જણાવેલું પુરાણ વાકય ભકતને લાગુ પડતું નથી, એટલે માયા જ્ઞાનીઓનાં ચિત્તને મોહ પમાડે છે એ વાત ભકતો માટે નથી, ભકતને તો માયાની સૃષ્ટિથી અલગ એવી માયાતીત અલૌકિક સૃષ્ટિની વાંછના હોય છે, કારણ કે જ્ઞાની જે આત્મસૃષ્ટિમાં સમતા ને શાંતિ ખોળે છે, તેના દાતાર એવા શ્રીકૃષ્ણ તે આ ભકતના વહાલા છે, તો પછી શા માટે તે મોહ પામે ?

ઉ૦ : આ ઉપરથી જણાય છે કે મહાપ્રભુજીએ તો સંન્યાસ ઉપર નવીજ દૃષ્ટિ આ ગ્રંથમાં રજુ કરી છે.

વ૦ : અને તેજ સાચી દૃષ્ટિ છે. આપશ્રી કહે છે કે પ્રભુના પ્રસાદવડે મારી મતિએ આ બાબતમાં જે નિશ્ચય કર્યો છે, તેજ મેં અહીં રજુ કર્યો છે, માટે ભકતોએ ત્યાગનો આવો માર્ગ જ સ્વીકારવો. જો તે પ્રમાણે વર્તવામાં નહિ આવે તો જીવનું પતન થશે.

# નિરોધ લક્ષણ

ઉ૦: ભક્તિમાર્ગમાં ભક્તિની વૃદ્ધિ શી રીતે થાય, ભક્તિની કક્ષાઓ કેવા કેવા પ્રકારની છે અને તેની પરાકાષ્ટાએ પહોચતાં ભક્તિ સંન્યાસની દશા કેવી રીતે પ્રાપ્ત થાય છે, એ બધા માટે આપણે અહીં સુધી વિચાર કર્યો. અને ગોપિકાના દષ્ટાંતથી વ્યસન દશા કોને કહેવાય, અને તે વ્યસન દશાની સિદ્ધિ પછી ભકતની દશા કેવી હોવી જોઈએ તેનો પણ ઉડતો ખ્યાલ કહેવામાં આવ્યો, છતાં પણ ભક્તિની સિદ્ધિના ફળરૂપ એવા સ્થાયી ભાવવાળા જીવનનો પૂરેપૂરો ખ્યાલ આવે, તે માટે વધારે વિસ્તારની જરૂર લાગે છે.

વ૦: આપણે હવે જે ગ્રંથનો વિચાર કરવાના છીએ તેમાં આ વાતનુંજ નિરૂપણ કરવામાં આવ્યું છે, તેને 'નિરોધલક્ષણ' ગ્રન્થ તરીકે વર્ણવવામાં આવ્યો છે. ષોડશ ગ્રન્થમાં તેનું સ્થાન અનોખું છે. જેમ શ્રીમદ્ ભાગવતમાં દશમસ્કંધનું સ્થાન અદ્વિતીય છે. કેમ કે તે ભગવાનના હૃદયરૂપ છે, તેમ અહીં પણ આ ગ્રંથ હૃદયના સ્થાને છે. તેની અસાધારણતા વિરલ છે, તેની વિગતમાં વિચાર કરીએ તે પૂર્વે 'નિરોધ' શબ્દનો અર્થ જાણવો જરૂરી છે.

ઉ૦: પાતંજલિના રાજયોગમાં તેનો અર્થ ચિતવૃત્તિનો સંયમ એવો આપ્યો છે, એમ મારા જાણવામાં છે.

વ૦: તેના ત્રણ અર્થ કરવામાં આવ્યા છે, નિરોધ એટલે બહારના પ્રપંચને અટકાવવો તે, નિરોધ એટલે જીવનો પરમાત્મામાં લય કરવો તે તથા નિરોધ એટલે ભગવાનમાં જીવનું અનુશયન. ખરૂં જોતાં આ ત્રણે અર્થ ખરા છે અને તેના છેલ્લા અર્થમાં પહેલા બેનો સમાવેશ થઈ જાય છે, તેથી પુષ્ટિમાર્ગમાં તે અર્થ સ્વીકારવામાં આવ્યો છે. 'અનુશયન' એટલે આત્માનું પરમાત્મામાં સર્વાત્મભાવે લય થવું તે, આવી જીવાત્માની પરમાત્મામાં લય થવાની ક્રિયામાં પ્રપંચની વિસ્મૃતિનો તથા લૌકિકમાંથી અલૌકિક રસમાં

ચૈતન્યપૂર્ણ સ્વાનુભવ કરવાનો ભાવ સમાએલો છે, એટલે તેમાં તેનો સંપૂર્ણ અર્થ આવી જાય છે.*

ઉ૦ : આવી નિરોધની દશા શી રીતે પ્રાપ્ત થાય ?

વ૦ : શ્રી મહાપ્રભુજીના મત પ્રમાણે ભક્તને નિરોધ દશાપ્રાપ્ત કરાવવાનો શ્રી ભાગવતની લીલાઓનો હેતુ છે, એટલે ભક્તોની ઇન્દ્રિયોને તથા તેમના અંતઃકરણને પ્રપંચની આળપંપાળમાંથી ખેંચી તેમના દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ અને સ્વરૂપના અધ્યાસ દૂર કરી, અજ્ઞાનમાંથી મુક્ત કરી, પોતાની દિવ્ય અને અલૌકિક લીલામાં તેમનો પ્રવેશ કરાવવા માટેજ ભગવાનની લીલાઓનો ઉપયોગ છે. અને દશમ સ્કંધમાં ભગવાને પોતે પોતાના સામર્થ્યથી વેણુનાદવડે ભક્તોનું આહવાહન કરી, તેમના દોષોને ટાળી તેમને લીલા માટે કેવી રીતે અધિકારી બનાવ્યા તેનું વર્ણન છે. ભગવાનની આ ક્રિયાને નિરોધ સિદ્ધિની લીલા એમ કહો તો પણ ચાલે.

ઉ૦ : તો આવો નિરોધ પ્રાપ્ત થતાં ભક્તના હૃદયના ભાવો કેવા પ્રકારના હોય છે ?

વ૦ : સંસારમાં તેમજ સંસારથી પર એવી ભગવલ્લીલામાં પ્રેમના ચાર મુખ્ય પ્રકારો પશસ્ત છેઃ દાસ્યભાવ, મિત્રભાવ, વાત્સલ્યભાવ અને મધુરભાવ. પ્રેમના આ ચારે પકારો લૌકિક તેમજ અલૌકિક બન્ને પ્રકારના હોઈ શકે છે. તેના લૌકિક ભાવો ગુણાત્મક, વિકૃત, અલ્પ અને અજ્ઞાનમૂલક હોય છે, તેમાં આકર્ષણ અને તદ્દ્‌જન્ય સુખ હોય છે, પણ તે ક્ષણિક અને સ્વાર્થમૂલક હોય છે, અને તેટલા માટે તે દુઃખમય હોય છે ને તેથી ત્યાજ્ય છે. પરંતુ જ્યારે એ જ આકર્ષણ ભગવાન પ્રત્યે વળે છે, ત્યારે તેમાંથી લૌકિકતાનો

* ભગવાનનું આત્મામાં અનુશયન એવો અર્થ 'નિરોધ'નો કરવામાં આવે તો મહાત્મા અરવિંદ ઘોષના પ્રભુ અવતરણના અર્થને તે વધારે મળતો આવે.

નાશ થાય છે, ને પ્રેમ તેના શુદ્ધ ને દિવ્ય સ્વરૂપમાં ઝળકી રહે છે. આવો પ્રેમ ત્યાજ્ય નથી પણ ગ્રાહ્ય છે. અને એજ આપણી સિદ્ધિનું ધ્યેય છે. આવા પ્રેમની સિદ્ધિ ગોપીઓએ કરી અને ભગવાને પોતે પોતાના સ્વરુપ બળે ગોપીઓમાં તે સિદ્ધિ પ્રાપ્ત કરાવી આપી. માટે ભગવાનની અનવતાર દશામાં પણ ભગવાનની એ નિરોધ લીલાની અલૌકિક લીલાઓનું સ્મરણ કરી ભકતો તેવા ભાવો સેવવા માગે છે અને તેની સિદ્ધિ અર્થે સેવા, જપ, કથા, કીર્તન વગેરે સાધનો સ્વીકારી ભકિતયોગ સાધે છે. માટે નિરોધ લક્ષણના પહેલાજ શ્લોક-માં ગોપીઓને અને ગોવાળોને જેવું સુખ ને દુઃખ થયું તેવાં સુખ-દુઃખની ભકત પ્રાર્થના કરે છે,

ઉ૦ : સુખદુઃખ માત્ર વિકારી ગણાય છે, વળી આવા ગુણાત્મક દ્વંદ્વોનો ત્યાગ ગીતાજીમાં બોધેલો છે. તો ભકતો શા માટે એવી પ્રાર્થના કરે ? તેવી પ્રાર્થના કરવી તે શું દોષિત ન કહેવાય ?

વ૦ : આ સુખદુઃખ લૌકિક નથી. સંસારનાં સુખદુઃખો લૌકિક છે, અને તેથી ત્યજવા જેવાં છે, પણ ભગવાનના સંયોગથી થતું સુખ તથા તેના વિયોગથી થતું દુઃખ એ બન્ને દિવ્ય આનંદની પરાવસ્થા છે માટે આવાં અલૌકિક સુખદુઃખ ત્યાજ્ય નહિ પણ સ્પૃહણીય છે. એજ વૈષ્ણવોનો મહાભોગ કહેવાય છે, અને ભકિત આદિ જે કંઈ સાધનો છે તે બધાં તેની સિદ્ધિ અર્થેજ છે. આવા પ્રેમ જનિત આનંદના બે પ્રકાર કહ્યા છે.

ઉ૦ : તે કયા કયા, તે વિગતથી સમજાવશો ?

વ૦ : સંયોગનો આનંદ અને વિપ્રયોગનો આનંદ. આવો આનંદ દ્વિદલાત્મક કહેવાય છે. જગતમાં માનુષી પ્રેમમાં પણ આવા બે પકારના ભાવો આપણે જોઈએ છીએ. પ્રેમીઓ એક બીજાને મળવા ચાહે છે, અને જ્યાં સુધી એવું મિલન ન થાય ત્યાં લગી તેમને કશામાં પણ ચેન પડતું નથી. આવા પ્રેમીઓ જ્યારે અન્યોન્ય મળે છે, ત્યારે તેમના મેળાપમાંથી-સંયોગથી તેમને જે સુખ થાય

છે તેવા સુખનો અનુભવ તેમને આ દુનિયાની કોઈ પણ ચીજથી થઈ શકતો નથી. આ તો સર્વ સામાન્ય અનુભવ છે. આત્મા ને પરમાત્માનો સંયોગ એવાજ દિવ્ય અને અલૌકિક આકર્ષણનો અને સુખનો ઉત્પાદક છે, ને તેજ ભકતનું સર્વસ્વ ગણાય છે. પરંતુ સંયોગ નિત્ય અને ફેરફાર વગરનો બને તો રસશાસ્ત્રની દષ્ટિએ તેમાં ક્ષતિ આવ્યા વિના રહે નહિ. માટે તેના આનંદનો સ્વાદ વધારે મિષ્ટ અને સુખદ બને તે માટે સંયોગના અભાવની પણ તેટલી જ જરૂર છે. આવો સંયોગનો અભાવ તેનું નામ વિયોગ કે વિપ્રયોગદશા. આ વિપ્રયોગદશા પ્રેમની ઉત્તેજક હોવાથી પ્રેમીઓના જીવનમાં અનિવાર્ય ગણાય છે. માટે પ્રેમલીલાના આ દ્વિદલાત્મક ભાવો એજ ભકતનું સ્વાનુભવનું ભાવાત્મક જીવન છે. માટે જ શ્રી મહાપ્રભુજી પહેલા શ્લોકમાં પ્રાર્થના કરે છે કે: **જેવું દુઃખ શ્રીયશોદાજીને, નંદજીને તથા ગોકુલમાં વસતાં અન્ય ગોપીજનોને થયું હતું તેવું દુઃખ મને કોઈ કોઈ વખત થાઓ !**

ઉ૦ : શા માટે દુઃખની જ પ્રાર્થના પહેલી કરે છે ?

વ૦ : વિપ્રયોગના આનંદનો અનુભવ જ સંયોગસુખની માત્રા વધારે છે. વિપ્રયોગ એ એક રીતે દુઃખની અવસ્થા છે કારણ કે તે દશામાં પ્રીતમના વિયોગથી ભકતના હૃદયને ઝુરવાનું હોય છે. આમ છતાં એ દુઃખમાં પણ આનંદ રહેલો છે. તે તો કેવળ પ્રેમીહૃદય જ જાણી શકે છે. સંયોગ કામના સાધક છે જ્યારે વિપ્રયોગ ભાવના સાધક છે. આવા પ્રેમના વિપ્રયોગના ભાવો તેના ચઢતા ઉતરતા ક્રમમાં પ્રેમના દરેક પ્રકારમાં જોવામાં આવે છે અને મધુરભાવમાં તો તે પરાકાષ્ટાને પહોંચેલા હોય છે.

ઉ૦ : પણ અહીં તો પત્ની કે માશુક જે ભાવથી ભગવાનને ઇચ્છે, તેવા એકજ ભાવની પ્રાર્થના ન કરતાં, વાત્સલ્ય તેમજ ગોપી ભાવ એમ બન્ને ભાવથી પ્રાર્થના શા માટે કરવામાં આવી હશે ?

વ૦ : આમાં માર્ગનું એક ઉંડુ રહસ્ય રહેલું છે. આત્મનિવેદનથી ભક્ત ભગવાન પ્રત્યે દાસ્યભાવના સેવે છે, પણ એ દાસ્યભાવનામાં ભગવાન ભક્તનું કેવા ભાવથી વરણ કરશે, તે ભગવાનના પોતાના અધિકારની વાત છે. એમાં જીવનું બળ ચાલી શકતું નથી. એટલે ભક્તનું વરણ જેવા ભાવ વડે કરવાની ભગવાનની મરજી હોય તેવા ભાવની ભકિત પ્રત્યે ભકતના હૃદયનું આકર્ષણ થાય છે. એટલે એવા બધા જ ભાવોનો આમાં સમાવેશ થતો હોવાથી, શ્રી મહાપ્રભુજીએ એક કરતાં વધારે ભાવોને સૂચન કરનાર વિપ્રયોગભાવ અહીં પ્રથમ શ્લોક દ્વારા સૂચિત કર્યો છે. તેમાં દોષ નથી. ત્યાર પછી તેવી જ રીતે તેના બીજા શ્લોકમાં આપશ્રી પ્રાર્થના કરે છે કે: **ગોકુલમાં ગોપિકાઓને તેમ જ અન્ય વ્રજવાસીઓને જેવું સુખ થયું તેવું સુખ મને પણ હરિ આપશે ખરા ?**

ઉ૦ : એટલે આમાં પુષ્ટિમાર્ગની ભાષામાં સંયોગ સુખની વાત કરી છે, એમજ ને ?

વ૦ : હા. વળી નિરોધ દશામાં ભકતના આવા ભાવો હોય છે, એટલું જ નહિ પણ વિપ્રયોગની દશા ચાલતી હોય તેવામાં ભગવાનના દૂત દ્વારા ઉપરોકત ભાવનું પોષણ થાય છે. માટે ત્રીજા શ્લોકમાં ગોકુલમાં તેમજ વૃન્દાવનમાં ગોપિકાઓને ભગવાનના પ્રતિનિધિ રૂપ શ્રી ઉદ્ધવજીના ગોકુલમાં આગમનથી જે ઉત્સાહ થયો હતો ને તેમની દ્વારા ભગવાનના સ્મરણ સુખનો અનુભવ થયો હતો, તેવી લાલસા પણ રહ્યાં કરે છે એવું સૂચન કરેલું છે. વૈષ્ણવો કે જે ભગવાનના દૂતો સમાન છે તેમનો સમાગમ પણ ભકતે હમેશાં ચાહવો જોઈએ, કેમકે ભકતોના હૃદયમાં પ્રભુ બિરાજેલા હોય છે, તેથી તેમના સત્સંગદ્વારા જાણે તેઓ ભગવાનને જ મળ્યા હોય, તેવું સુખ પ્રાપ્ત કરી શકે છે. માટે જ આ ભાવનાના સૂચક તરીકે ત્રીજા શ્લોકમાં ઉદ્ધવના આગમન વેળાના મહાન ઉત્સવની પણ અભિલાષા વર્ણવી છે.

ઉ૦ : આવી ભક્તિની સિદ્ધિ અર્થે આપે શ્રવણ–કીર્તન સ્મરણ જણાવ્યાં અને તે દ્વારા ભક્તિભાવ ઉત્પન્ન થાય તો તેમાં પ્રગતિ શી રીતે થાય તેનો ક્રમ પણ વર્ણવ્યો. પણ, સાથે સાથે આપે એમ પણ સૂચવ્યું છે કે જીવ પોતાના સાધન બળ ઉપર આધાર નથી રાખતો કારણ કે તે જાણે છે કે પોતે તો દોષનો ભરેલો છે, અને અજ્ઞાની છે. ત્યારે એવા દોષવાળા જીવ વડે ઉપરનાં સાધન સેવવામાં આવે છતાં ય તેને ભક્તિની પ્રાપ્તિનું ફળ મળશે, એમ તો નજ કહી શકાય ને ?

વ૦ : હા, એમ ચોક્કસપણે તો ન જ કહી શકાય. કેવા જીવનો અંગીકાર કરવો, તેનો આધાર તો ભગવાનની ઇચ્છા ઉપર હોય છે. પણ ભક્તિમાં રુચિ થાય એટલે જ આપણે સમજી લેવાનું કે ભગવાનનો અનુગ્રહ થયો છે. તેવા અનુગ્રહ વગર રુચિની ઉત્પત્તિ જ થતી નથી. અને જો રુચિ ઉત્પન્ન થઈ હોય અને તેના અને ભક્તિ ભાવના પોષણ માટે અનેક પ્રકારનાં નાનાં મોટાં સાધનો કહેવામાં આવ્યાં હોય તે કરતો હોય તો પછી એવો સમય જરૂર આવે છે, કે જ્યારે તેને કોઈ મહદનો ભેટો થાય છે. જેમ ગુરૂ વિના જ્ઞાન નથી થતું તેમ મહદ્‌ની કૃપા વિના ભગવાન પ્રત્યે ખરા પ્રેમનો ઉદય થતો નથી. પરંતુ તે માટે ચિન્તા કરવાની જરૂર નથી. જ્યારે હૃદયની તાલાવેલી તીવ્ર બને છે, ત્યારે એવા તાદૃશી વૈષ્ણવનો સમાગમ પ્રભુ કરાવી આપે છે જ. માટે પૂર્વે કહ્યું તેમ નિવેદિત જીવે ચિન્તા ન કરવી.

ઉ૦ : આવો વૈષ્ણવ સમાગમ થાય તો તેનું ફળ શું મળે ?

વ૦ : શ્રવણ કરતાં કરતાં જ્યારે આવા મહાનુભવી વૈષ્ણવનો સમાગમ થાય ત્યારે જ ભગવાનના કીર્તનમાં–ગુણગાનમાં ખરો રસ પેદા થાય છે. ત્યાર પછી જ ભગવાનનું કીર્તન સુખ આપનારૂં થાય છે, તે એટલે સુધી કે પછી લૌકિકનું સુખ લુખ્ખું ને શુષ્ક લાગે

છે. મતલબ કે લૌકિક સુખ જે પહેલાં મીઠા પકવાન્ન જેવું સુમધુર ને સ્વાદિષ્ટ લાગતું તે હવે નીરસ બને છે, કારણ કે ગીતાજીમાં કહ્યું છે તેમ તેના રસની દિશા બદલાઈ ગઈ હોય છે. ઉંચી જાતનો રસ તેના હ્રદયમાં જન્મવાથી, પૂર્વનો રસ હવે તેને ફિક્કો લાગે છે. ભગવાનના ગુણગાન માટેનો જે નવો રસ તેના હ્રદયમાં ઉત્પન્ન થયો છે તે સ્થાયી બને તો ભકત કૃતાર્થ થઈ ગયો, એમ કહીએ તો ખોટું નથી. ભજનાનંદને તે મૌક્ષના આનંદ કરતાં પણ ઉચ્ચર માને છે.

ઉ૦ : જ્ઞાની જે મોક્ષ મેળવે છે તેના કરતાં પણ આ સ્થિતિ ઉચ્ચતર છે, એમ કહેવાનો આપશ્રીનો ભાવ છે ને ?

વ૦ : હા. મુકતાત્માઓને ભજનાનંદના વધારે ઉચ્ચ રસનું દાન દેવાનેજ ભગવાને તેમને મુકતદશામાંથી ઉદ્દ્રૂત કર્યા એમ શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધમાં વર્ણન કરેલું છે. આ દશા જ્ઞાન પછીની અને તેનાથી ઉચ્ચતર છે. જ્ઞાનમુકિતમાં જે શાંત રસનો નિષ્ક્રિય આનંદ આત્મા અનુભવે છે, તેના કરતાં વધારે જાગ્રત અવસ્થાનો વધારે ચૈતન્યમય આનંદ આ દશામાં સમાએલો છે. આવા આનંદ રસના સમૂહની અનુભવ લીલા તેનો અર્થ જ રાસ લીલા. એ પ્રેમ-માર્ગના રસનું સર્વોત્કૃષ્ટ દર્શન છે. તેમાં કામની તો ગંધ સરખી ય નથી. અને છતાં તેમાં નિર્દોષ ને નિર્વિકારી કામનું આકર્ષણ છે. લૌકિક ભોગોના ભ્રષ્ટ ભાવો નથી, છતાં આત્મકામના ભોગવિલાસનો ઉચ્ચ પ્રકારનો શૃંગાર રસ છે. જીવ તેની કલ્પના સુદ્ધાં કરી શકે તેમ નથી. માટે જ જ્યારે શુકદેવજીએ જોયું કે પરીક્ષિત રાજા પણ તેનો અધિકારી નથી એટલે તેમણે એ રસની વાત તેના ગુપ્તભાવથી કહી.

ઉ૦ : ત્યારે શુકદેવજીને એ ભકિતના અનુભવી જીવ ગણેલા છે ?

વ૦ : ના. શુકદેવજી ભકતની પરમ કોટીના છે, પણ તેમનામાં જ્ઞાન પ્રધાન ભકિત હોવાથી લીલાના પરિકર તરીકે તેમની ગણતરી નથી. લીલાના સાક્ષીભૂત તરીકેની તેમની ગણના કરવામાં આવી છે.

એટલે કે લીલાના દ્રષ્ટા તરીકે તેમનું સ્થાન છે. તેથી તેમનો તે બાબતનો અનુભવ પણ તેટલા પૂરતો મર્યાદિત છે–દૂરનો છે. માટેજ શ્રી મહાપ્રભુજી ચોથા શ્લોકમાં કહે છે કે: ભજનાનંદના અનુભવની તો શ્રી શુકદેવજીને પણ ખબર નથી, તો પછી તેવો આનંદ કેવો હોય તેની સામાન્ય જીવને તો શી ગમ હોઈ શકે?

ઉ૦ : આવા શ્રવણ–કીર્તનમાં રત રહેનાર સેવકની પછી શી ગતિ થાય છે?

વ૦ : શ્રવણ કીર્તનમાં રત રહેનાર ભકતના મનમાં પ્રભુને મળવાની–તેનાં દર્શન કરવાની તાલાવેલી લાગે છે. તેના ચિત્તમાં પ્રભુની જ સ્મૃતિ હમેશાં કાયમ રહે છે. 'લાખો કિતાબો છો ભૂલાતી જો એક યાદી આપની' એ પંકિતમાં જણાવ્યા પ્રમાણે તેનામાં પ્રભુ પ્રત્યેનો રાગ ઉત્પન્ન થએલો હોવાથી તેના હૃદયમાં એક જાતની અશાંતિ અને તરફડાટ જાગ્રત થાય છે, ને તેને લૌકિક જીવનમાં કશો પણ રસ પડતો નથી. જ્યારે લૌકિક પ્રત્યેની આસકિત આમ કરતાં તદ્દન નિર્મૂળ થાય છે, અને પ્રભુ પ્રત્યેની આસકિત ઘણીજ વધી જાય છે, ત્યારે પ્રભુ માટેની વ્યસન દશા એટલે પ્રેમની ઉન્માદ દશામાં ભકત પ્રવેશ કરે છે. તેનું ચિત્ત હવે ભડકે બળે છે, અને તેની ગતિ, ક્રિયા, શ્વાસોચ્છવાસ બધું જ અનિયમિત થાય છે. પોતાના દેહ અને ઈન્દ્રિયોમાંથી તે તેનો કાબુ ગુમાવે છે. તે ઘડીકમાં હસે છે, તો ઘડીકમાં રડે છે. આમ મેં પૂર્વે જણાવ્યું તેમ પ્રેમની કલેશયુકત ઉન્મત્ત સ્થિતિ થાય છે, ત્યારે જીવનું **અહું** અને **મમ** નાશ પામે છે અને અત્યાર લગી જે પંચપર્વા અજ્ઞાનને લીધે તેનામાં પાંચ પ્રકારના અધ્યાસ હતા તે બળી ખાક થઈ જાય છે અર્થાત્ સંસાર-દુ:ખની નિર્વૃત્તિ સાથે તેને બ્રહ્મબોધન થાય છે. આમ થતાં પ્રભુ જે તેના હૃદયમાં આત્મા રૂપે રહેલા છે તે હવે પ્રત્યક્ષ પ્રકટ થઈ તેને દર્શન આપે છે. આવું હૃદયમાંથી પ્રભુનું બાહ્ય પ્રકટ થવું તેને પ્રભુનો અનુગ્રહ કે દયા કહે છે. આ જ ભકતની પુષ્ટિ સિદ્ધિ છે. અને તેને

પરિણામે ભક્ત સર્વાનન્દને એટલે બ્રહ્મના આનંદને પ્રાપ્ત કરે છે. એટલું જ નહિ પણ પ્રભુ તેને કૃપાનંદમાં પણ બૂડાડી દે છે.

ઉ૦ : તો બ્રહ્માનંદ અને કૃપાનંદ એ બે સ્થિતિમાં ફેર ગણેલો છે ?

વ૦ : હા. પરમાત્માના અક્ષર સ્વરૂપને બ્રહ્માનંદનું સ્વરુપ કહેલું છે. જ્ઞાનીની તે પરાકાષ્ટા સિદ્ધિ છે. તે બ્રહ્મનું નિરાકાર સ્વરુપ છે. આ નિરાકાર સ્વરુપ તે બ્રહ્મના દેહરુપ છે. બ્રહ્મનું સાકાર સ્વરૂપ બિરાજમાન છે અને એજ સ્વરુપ બ્રહ્મનું પરાત્પર–પરમાનંદ સ્વરૂપ છે. પ્રભુ જ્યારે ભક્ત ઉપર વિશેષ કૃપા કરે છે ત્યારે તેને આપશ્રી તેમાં બૂડાડી દે છે. તે સ્વરુપ અહીં કૃપાનંદના સ્વરુપ તરીકે વર્ણવ્યું છે. આવી સ્થિતિ નિરોધની સિદ્ધિ પછી જ આવે છે. આમાં જ સર્વાત્મસિદ્ધિ રહેલી છે.

ઉ૦ : ગોપીઓને આવી નિરોધ સિદ્ધિ પ્રાપ્ત થએલી માટે જ તેમની ઉત્તમ ગતિ માનેલી છે, ખરૂંને ?

વ૦ : હા. ગોપીઓને આત્માની આ ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત થએલી. શ્રી મહાપ્રભુજી કૃપાનો વર્ષાદ વર્ષાવતા, ભક્તની નિષ્ઠા દૃઢ થવાને કહે છે કે, 'મેં પણ એવી નિરોધ દશા પ્રાપ્ત કરી છે. એટલે હું આ જે કંઈ કહી રહ્યો છું તે મારા અનુભવજ્ઞાનમાંથી બોલી રહ્યો છું. માટે તે સંબંધે તમારે કાંઈપણ શંકા લાવવી નહિ. આવું ઉંચું જ્ઞાન પ્રભુએ પુષ્ટિ જીવોના ઉત્કર્ષ માટે મારા દ્વારા પ્રકટ કરાવ્યું છે, તે કેવળ નિરોધી આત્માઓના માર્ગદર્શન માટે છે. એ જ તેનું ધ્યેય છે. જ્ઞાન માર્ગમાં રાજયોગદ્વારા ચિત્તનો નિરોધ કરવાને સંયમ, નિયમ, ધ્યાન, ધારણાની અનેક પ્રક્રિયા બતાવવામાં આવી છે, પણ તે તો મોક્ષપ્રાપ્તિનો સ્વબળ ઉપર આધારભૂત એવો હીન માર્ગ છે, અને મેં અહીં બતાવ્યો છે તે માર્ગ જ સર્વોત્કૃષ્ટ માર્ગ છે. આ માર્ગ કેવળ પ્રભુકૃપા ઉપરજ નિર્ભર છે ને તેનો પાયો ભક્તનો પ્રેમ માત્ર છે. માટે કશીપણ

આશંકા વગર તમે એ સીધા માર્ગ ઉપર ચાલ્યા જાઓ, તે જ એકનો એક નિર્ભય માર્ગ છે, એમ ચોક્કસ માનો.'

ઉ૦ : આનો અર્થ એમ થયો કે આવી ઉચ્ચ ગતિ આપવી યા ન આપવી તે બધું પ્રભુની ઇચ્છા ઉપર આધાર રાખે છે, એમજ ને ?

વ૦ : હા, જે જીવો આવી ઉચ્ચ ગતિને લાયક નથી તેઓ સંસારસુખમાં જ નિમગ્ન રહે છે. તેમને લૌકિકમાં જ આનંદ પડે છે, અને પુનર્જન્મ મરણના ફેરામાં ફર્યા કરે છે. પણ જેઓ નિરૂદ્ધ દશાને પામ્યા છે, તેઓ પ્રભુભક્તિનો આનંદ લુંટયા કરે છે, ને તેમાંજ તરબોળ રહે છે.

ઉ૦ : જીવો સંસારમાં સ્થિતિ કરતા હોય છતાં આવી દશાને પામી શકે ખરા ?

વ૦ : હા. તેવા જીવોનું ચિત્ત હરિના ગુણોમાં પરોવાયું હોય છે. **चेतः तत्प्रवणं सेवा**. ચિત્ત પ્રભુમાં પરોવાએલું હોવાથી તેમના દેહેન્દ્રિયો તથા અંતઃકરણ વગેરે ભગવન્મય બને છે, એમ મેં તમને આગળ કહેલું છે. પુષ્ટિમાર્ગમાં સેવાનો વિધિક્રમ જીવનમાં આવો પલટો કરવાને અર્થેજ નિર્માણ કરેલો છે. મુરારિ શબ્દ આપશ્રીએ અહીં બુદ્ધિપૂર્વક વાપર્યો છે. મુર એટલે જલનો–ઇન્દ્રિયોનો દોષ, અને ઇન્દ્રિયોના દોષોને નિવારનાર પ્રભુ એટલે જ મુરારિ. મુરારિ એટલે મુર નામના અસુરનો નાશ કરનાર પ્રભુ. ઈન્દ્રિયોનો અધ્યાસ એ જીવનું અસુરત્વ. આ અસુરત્વ, ચિત્તની પ્રભુમાં ગતિ થવાથી નાશ પામે છે. પછી ઇન્દ્રિયો અને પ્રાણની શુદ્ધિ થતાં જીવની નિષ્ઠા પ્રભુમાં સ્થિર થાય છે. આ પલટો પ્રભુના ગુણગાનથી થાય છે. આવું ગુણગાન કેવળ શાબ્દિક નહિ પણ ભાવાત્મક હોવું જોઈએ. આધ્યાત્મિક કે આધિદૈવિક ફેરફાર માટે ચિત્તના દોષો નાબુદ થવા જોઈએ, ને તેવા દોષો ચિત્ત જ્યાં સુધી પ્રભુમાં ન પરોવાય ત્યાં સુધી ન જાય. તમે કહેશો કે અમે તો ઘણાઓને સેવા કરતા જોઈએ છીએ, છતાં

તેમની પ્રકૃતિમાં કે તેમના ચારિત્ર્યમાં આવો ફેરફાર થએલો જોવામાં આવતો નથી, તેનું કેમ?

ઉ૦ : હા, હું આપને એ જ પ્રશ્ન પૂછવા ચાહતો હતો.

વ૦ : આપણને આવું જોવા મળે છે તેનું કારણ એ છે કે આપણી સેવા એ ખરી સેવા નથી, તે કેવળ સ્થૂલ ક્રિયાત્મક છે. તેને આધિભૌતિક કહો તો ચાલે. આધિભૌતિક ક્રિયા આધિભૌતિક પરિણામો લાવી શકે. આધ્યાત્મિક, આધિદૈવિક પરિવર્તન માટે આપણું અંતઃકરણ શુદ્ધ હોવું જોઈએ, અને તેની શુદ્ધિ માટે જ માનસી સેવાની ઉચ્ચતા આપશ્રીએ દર્શાવી છે. આવી માનસી સેવા, ચિત્તની એકાગ્રતા અને ભાવ પરાયણતા વગર સિદ્ધ થતી નથી. માટે જ આપણે કેવળ ક્રિયાત્મક સેવામાંથી આવું ભકિતનું ઉચ્ચ ફળ પ્રાપ્ત કરી શકતા નથી. જો સેવા ફળે તો સંસારવિરહના કલેશો જીવને ન થાય. મતલબ કે સંસારનાં સુખદુઃખમાંથી આસકિત ટળી જાય અને તેની અસારતાની પ્રતીતિ થતાં, તેનાં પરિણામો તેને દુઃખી કરી શકે નહિ કારણ કે હવે તેનો રસ બદલાયો હોવાથી હરિમાંજ સુખ માણવાનો ને તેનાજ ગુણગાન ને સ્મરણમાં મસ્ત રહેવાનો તેને નવો રસ લાગ્યો છે. આમ તેની સુખની ભાવના પલટો પામે છે, આવોજ પલટો જીવનમાં થાય ત્યારે સમજવું કે ભકિત ફળરૂપ થઈ.

ઉ૦ : ભકત આવું ભાવભીનું જીવન જીવતો હોય છતાંયે તેની ભકિત ન ફળે એવું બને ખરું?

વ૦ : એવું બને તો તો ભગવાન ક્રૂર છે, એમ જ કહેવું પડે. ભગવાન તો દયાનો સાગર છે. ભકતના સાચા દિલનો આર્તનાદ તે સાંભળ્યા વિના રહેતો નથી. તે પોતાના દયાળુ સ્વભાવથી શી રીતે વેગળો જઈ શકે? માટે તેવી શંકા કરવી નહિ. પ્રભુ દયા કર્યા વગર રહે જ નહિ. આ સત્યની પ્રતીતિ આપણે આપણા જીવનમાં પણ જોઈ શકીએ છીએ.

ઉ૦ ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે જીવ તો સંસારના ઉંડા

ખાડામાં પડેલો છે, અને તેની ઇન્દ્રિયો તેના કાદવથી ખરડાઈ મેલી બનેલી છે. આમ છતાં તેના હૃદયમાં ઉંડે, ઉંચે ચઢવાની એક ઝીણી લાલસા ઘર કરી રહી છે. તો આવા જીવ માટે કાંઈ આશા?

વ૦ જેનામાં આત્મોન્નતિ માટેની લાલસા જાગ્રત થઈ છે, ને જે તેવી ઉન્નતિ સાધવા માટે ઉદ્યુક્ત થયો છે, તેને કશી પણ ચિન્તા કરવાને કારણ નથી. આવી જીજ્ઞાસા થવી એ જ ઉન્નતિનું પહેલું પગથિયું છે. મેં કહ્યું તેમ આવા જીવે આત્મસમર્પણ કરીને એટલે બ્રહ્મસંબંધ કરીને જીવનની દિશા બદલવી જોઈએ. તેણે પ્રભુ શ્રીકૃષ્ણને સર્વ સમર્પણ કરવું જોઈએ. વૈષ્ણવી દ્વિજત્વ પ્રાપ્ત કર-વાનો આ તેનો પ્રથમ સંસ્કાર છે. તે ગ્રહણ કર્યા વગર આગળ ગતિ ન જ થઇ શકે.

ઉ૦ પણ, બ્રહ્મસંબંધનો સંસ્કાર ગ્રહણ કરવો એટલે પોતે જે કંઈ પોતાનું માને છે, તે તમામને પ્રભુને અર્પણ કરી દેવું. આમાં તો વૈરાગ્યની પરાકાષ્ટા રહેલી છે. જીવ તો દુર્બળ છે. તેનામાં આવો પલટો એકદમ શી રીતે થાય?

વ૦ : બ્રહ્મસંબંધનો સંસ્કાર લીધા પછી જીવે તેને બતાવ્યા પ્રમાણે ભગવત્ સેવામાં ઉદ્યુક્ત થવું જોઈએ, અને તનુજા ને વિત્તજા સેવાદ્વારા ચિત્તને પ્રભુમાં પરોવવાનો પ્રયત્ન કરવો જોઈએ. જો આવો પ્રયત્ન સાચા હૃદયથી શ્રધ્ધાપૂર્વક કરવામાં આવે તો ધીરે ધીરે તેના હૃદયનો રાગ સંસાર પરથી ખસી પ્રભુપ્રત્યે વળશે. આવો પલટો થવો ન થવો તે અંતે તો પ્રભુકૃપા ઉપર જ નિર્ભર છે. છતાં તેને પ્રભુના માર્ગમાં રુચિ થઈ છે એટલે પ્રભુના અનુગ્રહને પાત્ર તે બન્યો છે એવી પાકી શ્રધ્ધા રાખી તેણે લીધેલા માર્ગમાં ગતિ કર્યા કરવી. જો આમ થશે તો પોતાના બળે નહિ પણ પ્રભુના બળથી વિષયમાં વૈરાગ્ય ઉત્પન્ન કરવાની તેની વૃત્તિ દિવસે દિવસે વધતી જશે, અને તેનાજ સામર્થ્યના પ્રભાવથી સ્થિર થશે. અને, આવી વૈરાગ્યવૃત્તિ સ્થિર થતાં તેને હરિના ગુણગાનમાં વધારે ને વધારે રસ લાગતો

જશે. તે એટલે સુધી કે પછી સંસાર જન્ય દુઃખો તેને બાધા કરી શકશે નહિ. જ્યારે આવી દશા પ્રાપ્ત થાય ત્યારે જાણવું કે તેનામાં બ્રહ્મબોધની સ્થિતિ પ્રાપ્ત થઈ. બ્રહ્મબોધ એટલે બ્રહ્મનું જ્ઞાન કાંઈ શાસ્ત્રોના ગ્રંથો વાંચવાથી થઈ શકતું નથી. જ્યાંસુધી આવું જ્ઞાન અનુભવના જ્ઞાન તરીકે પ્રજ્ઞારૂપ ન થાય ત્યાં લગી એ જ્ઞાન તે ખરૂં જ્ઞાન નથી. સાચા જ્ઞાનનું ફળ સંસારના દુઃખની નિવૃત્તિ એ જ હોય છે. એવી સ્થિતિ ભક્તને પ્રભુના ગુણગાનથી મળે છે. જ્ઞાન અને ભક્તિ બન્નેમાં વૈરાગ્ય તો મુખ્યત્વે રહેલો હોય છે. ભક્તિજન્ય વૈરાગ્યની સિદ્ધિમાં ભક્ત પ્રભુના સામર્થ્ય ઉપર આધાર રાખતો હોય છે. તેથી તેની સફળતા માટે વધારે સંભવ છે, જ્યારે જ્ઞાન માર્ગમાં તે પોતાના ઉપર આધાર રાખતો હોવાથી તેને પતનનો વધારે ભય છે. આ કારણથી ભક્તિદ્વારા વૈરાગ્ય પ્રાપ્ત કરવાનો માર્ગ વધારે સહેલો ને સ્વાભાવિક છે, તે આ ઉપરથી જણાશે. માટે જ્ઞાન કરતાં ભક્તિની વિશેષતા સાધન પક્ષે તેમજ ફળ પક્ષે અધિક હોવાથી ભક્તે લોભ ને મત્સરનો ત્યાગ કરીને એટલે પૂર્ણ દીનતા પૂર્વક પ્રભુના ગુણ ગાનમાં મચ્યા રહેવું એ જ ધ્યેયપ્રાપ્તિનો ધોરી માર્ગ છે.

૬૦ : ભક્તિનું ઉપર બતાવેલું સાધન જેણે ગ્રહણ કર્યું છે એવા ભક્તનો જીવન વ્યવહાર કેવો હશે તે જરા વધારે વિગતથી કહો તો આનિરોધ દશા પ્રાપ્ત કરવાનો સાધન માર્ગ વધારે સ્પષ્ટ થાય.

૭૦ : છેલ્લા શ્લોકોમાં શ્રી મહાપ્રભુજીએ જીવ ઉપર દયા કરી આ વસ્તુ એવી સ્પષ્ટ રીતે મૂકી છે, કે તે માટે શંકાને કારણ જ ન રહે. આપશ્રી આજ્ઞા કરે છે કે ભક્તિમાર્ગના સેવકે મન વડે પ્રભુની મુર્તિનું ધ્યાન ધરવું, અને સંકલ્પ વડે પ્રભુનુ આંખથી દર્શન કરવું દેહથી તેનો સ્પર્શ કરવો અને પગ તથા હાથ વડે તેનાં કાર્યો કરવાં; કાન વડે તેની કથા સાંભળવી, મુખ વડે તેના ગુણગાન ગાવા અને કૃષ્ણની રતિમાં હૃદયના કામને સંતોષવો અગર તો સ્થૂળ કામનું સેવન કેવળ કૃષ્ણ પ્રેમી પુત્રની ઇચ્છાની તૃપ્તિ અર્થે જ કરવું. આમ દેહ, ઈન્દ્રિયો અને પ્રાણને તેમજ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારને

સંસારનાં કાર્યોમાં ન રોકતાં, પ્રભુમાં રોકવાથી જીવનાં બાહ્યકરણો તેમજ અંતઃકરણો શુદ્ધ ને પ્રભુમય બની પ્રભુના આવેશ માટે લાયક થશે. મતલબ કે આખા જીવનના વ્યવહારો ભગવન્મય બનાવવાથી તેનો દેહ લૌકિક મટી પ્રભુમય બનશે. આવો પલટો એ જ તનુનવત્વ. માટે ભક્તિની સિદ્ધિ સારૂ સાધકે ઉપર બતાવ્યું તે પ્રમાણે-બ્રહ્મ-સંબંધ મંત્રમાં બતાવ્યું છે તેમ પોતાના સર્વસ્વને પ્રભુને અર્પણ કરી, પ્રભુને હૃદયમાં સ્થાપી, સેવક સ્વામીની આજ્ઞાનુસાર ને તેની ઈચ્છા પ્રમાણે બધો વ્યવહાર ચલાવે છે તેમ પ્રભુ સ્વામીને અંતરમાં સ્થાપી બધો વ્યવહાર ચલાવવો. આવા ભક્તની દરેક આન્તર-બાહ્ય સર્વ ક્રિયા પ્રભુ વડે નિયંત્રિત થાય છે. આવું નિયન્ત્રણ શરૂઆતમાં સ્પષ્ટ અને પ્રબુદ્ધ નથી હોતું, પણ જેમ જેમ ભક્ત પોતાની અંદર પ્રભુની દિવ્યતા વધારે ને વધારે પ્રમાણમાં સ્થાપન કરે છે તેમ તેમ તે વધારે શુદ્ધ અને પ્રબુદ્ધ બને છે.

ઉ૦ પણ, સાધનદશામાં અમુક કાર્ય ભગવત્કાર્ય કહેવાય કે કેમ, એ વિષે આશંકા થાય એ સ્વાભાવિક છે. આવે સમયે ભક્તે શું કરવું જોઈએ ?

વ૦ જ્યારે તે વિષે ભક્તના હૃદયમાં સ્પષ્ટતા ન જણાય ત્યારે તેણે તે કાર્ય ન જ કરવું. એ જ મહાપ્રભુજીની આજ્ઞા છે. શંકા-વાળું કાર્ય કરવું તેના કરતાં તે ન કરવું એ માર્ગ વ્યવહારમાં પણ ઉત્તમ છે, તે તો તમે પણ સ્વીકારશો.

ઉ૦ જી, હા. ખરેખર આજે મારૂં ચિત્ત ઘણું પ્રસન્ન થયું છે. મને લાગે છે આત્માની ઉન્નતિ માટે આથી ઉંચી પ્રણાલિકા હશે કે કેમ એ માટે મને શંકા છે. મારે માટે તો શ્રી મહાપ્રભુજીનો આ માર્ગ દીવા જેવો સ્પષ્ટ છે.

વ૦ પ્રભુની કૃપા વગર એવી શ્રદ્ધા જન્મવી શક્ય નથી. આ માર્ગ એ જ સર્વોત્તમ માર્ગ છે. શ્રી મહાપ્રભુજી તો કહે છે કે તેની આગળ મંત્ર બળ, પ્રાર્થના બળ, વિદ્યાબળ, કે તીર્થબળ બધાં જ ગૌણ છે.

## સેવાફલ

૬૦ આપે નિરોધ લક્ષણમાં સેવકની સર્વ ઇન્દ્રિયોના અને મનના વ્યવહારો ભગવન્મય બનાવવા દેહ, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિનો ભગવાનમાં વિનિયોગ કરવાની વાત કરી. અને તેમ કરવાથી જ્યારે ભક્તિનો ઉદય થાય ત્યારે ભગવાનમાં પ્રેમ, આસક્તિ અને વ્યસન દશા સુધી ભગવત્ પ્રેમનો વિકાસ થાય એવી પ્રેમ વિકાસની ક્રમગતિ પણ દર્શાવી, તથા તેના સાધન માટે તનુજા ને વિત્તજા સેવાની પ્રક્રિયા દ્વારા માનસી સેવાની સિદ્ધિનું ધ્યેય પ્રતિપાદન કર્યું. આ બધું તો સમજાયું. વળી મહાપ્રભુજીએ સાથે સાથે પુષ્ટિ–પ્રવાહ મર્યાદા ગ્રંથમાં સાધકોની જુદી જુદી કોટી દર્શાવી પુષ્ટિભક્તોના પ્રકાર ભેદ બતાવ્યા છે. તો આ પ્રકારના જીવકોટીના ભેદો અનુસાર ફળના ભેદો પણ હશેજ. તો તે બાબતમાં શ્રી મહાપ્રભુજીએ કંઈ સ્પષ્ટીકરણ કર્યું છે?

૭૦ : હા. ષોડશ ગ્રંથો પૈકી છેલ્લો ગ્રંથ જેનો આપણે હવે વિચાર કરવાના છીએ તેમાં શ્રી મહાપ્રભુજીએ એ જ વાત વિચારેલી છે. આ ગ્રંથ એવો તો સૂત્રાત્મક છે કે મહાપ્રભુજીએ પોતે એના ઉપર એક ટૂંકુ વિવરણ લખ્યું છે. એ વિવરણની મદદથી મૂળ ગ્રંથનો આશય વધારે સ્પષ્ટ થઈ શકે છે. પહેલા શ્લોકના અર્ધ ચરણમાં આપશ્રીએ ફળની બાબતમાં એક સામાન્ય સિદ્ધાંત પ્રતિપાદન કર્યો છે. **જેવા પ્રકારની સેવા, તેવા પ્રકારની ફળની પ્રાપ્તિ** ગીતાજીમાં ભગવાન શ્રીકૃષ્ણે સ્વમુખે કહ્યું છે કે ભક્ત મને જે જે ભાવથી ભજે છે, તે તે ભાવથી હું તેને ભજું છું. ભાવભેદ એજ ફળસિદ્ધિમાં નિયામક છે. જેમ ધર્મમાં ત્રણ પ્રકારના મુખ્ય યોગ પ્રચલિત છે–કર્મયોગ, જ્ઞાનયોગ, ને ભક્તિયોગ–અને પ્રત્યેક યોગમાં

મન બુદ્ધિ અને હૃદયની ક્રિયાની યોગાનુસાર વિશેષતા હોય છે, તેમ પુષ્ટિ ભક્તિમાં પણ પુષ્ટિપ્રવાહી, પુષ્ટિમર્યાદા અને શુદ્ધપુષ્ટિના રસવૈચિત્ર્યને લીધે ભેદો પડેલા છે. પુષ્ટિપ્રવાહીને પ્રભુ પ્રત્યે પ્રેમ છે, પણ તેની પ્રીતિ પ્રભુસ્વરૂપનાં બાહ્ય કાર્યોની સેવામાં વધારે હોય છે. તે ક્રિયારત વધારે હોય છે. આવા ભક્તોને અલૌકિક દેહની પ્રાપ્તિ થાય છે, તેથી તેઓ વૈકુણ્ઠમાં ભગવાનની સેવા તેના પાર્ષદો તરીકે કરવાને વધારે સારી રીતે શક્તિમાન થાય છે. તેવાઓની સેવા દાસ્ય ભાવની પર્યાપ્તિ દર્શાવે છે. હવે બીજી કોટીના પણ તેથી જરા ચઢીઆતા ભક્તોની ગણના કરવામાં આવી છે. જ્ઞાનયોગીઓ કરતાં એમનામાં વિશેષતા એ હોય છે કે તેઓ સર્વજ્ઞ હોય છે. અને પ્રભુના ઐશ્વર્ય અને અસાધારણ ગુણો વડે આકર્ષાએલા હોવાથી પ્રભુમાં સાયુજ્ય પામે છે. આ બન્ને કોટીના ભક્તો પૈકી પહેલા એટલે પુષ્ટિપ્રવાહી ભક્તો પ્રભુના શ્રી અંગનાં કાર્યોમાં આકૃષ્ટ વધારે હોય છે, ત્યારે બીજા તેમના રૂપમાં જ્ઞાનાવિષ્ટપણાને લીધે આત્મસાદૃશ્યપણામાં એકરૂપની ભાવના એટલે સારૂપ્ય મુક્તિ પામેલા હોય છે. તેઓ બન્નેમાં ભક્તિનું પ્રધાનપણું હોવાથી તેઓ પ્રભુના સાકાર સ્વરૂપની સેવા કરે છે, અને લીલામાં ક્રિયા અને જ્ઞાનને લગતાં કાર્યોમાં રત હોય છે. સંન્યાસનિર્ણયમાં આપણને કહેવામાં આવ્યું છે તેમ ભગવાન કોક કોક વખત લીલાના સેવકોમાંથી આસક્ત ભક્તો પૈકી તથા અહંકારી ભક્તો પૈકી કોઈકને શાપ આપીને ભૂતલ ઉપર અગર અન્ય લોકોમાં લીલાના કાર્યની સિદ્ધિ અર્થે મોકલે છે. આવા ભક્તો અવતારી પુરુષો તરીકે ભગવાનનું કાર્ય કરે છે. તમે કહેશો કે સારુપ્યમુક્તિ પામેલા જ્ઞાનાવિષ્ટ ભક્તોમાં અહંકારનું અસ્તિત્વ ક્યાંથી હોય ? તેનો જવાબ એવો છે કે જ્ઞાન ભક્તિના વિકાસમાં મૈત્રભાવની સદૃશતાનો રસ વધારે ખીલેલો હોય છે, અને સખાભાવરૂપી ગોપલીલાની સિદ્ધિ અર્થે એવા ભક્તો પણ પુષ્ટિરસના પોષણ અર્થે અનિવાર્ય છે. જ્યારે પ્રભુને વિશ્વની બહિ-

રંગલીલાના પોષણ તથા રક્ષણ અર્થે જ્ઞાનમિશ્રિત ભકિતના કાર્ય અર્થે અવતારી પુરુષની જરુર પડે છે ત્યારે પોતાની અંતરંગ લીલાના પરિકરોમાંથી કોઇક ભકતને એવા કાર્ય માટે ભૂતલ ઉપર મોકલી આપે છે. આમ આન્તર અને બાહ્ય લીલાનું કાર્ય સતતપણે ચાલ્યું જાય છે. પણ ભકિતયોગ સદશ શુદ્ધ પુષ્ટિ ભકિતના જીવોને તો તેમની સેવાની સિદ્ધિ અર્થે અલૌકિક સામર્થ્યની પ્રાપ્તિ થાય છે. તેઓ તો ભગવાન સદશ તેમના જેટલાજ સામર્થ્યવાળા આત્માઓ છે. લીલામાં પ્રવેશ કર્યા પછી તેઓ તો નિત્ય લીલામાં જ જોડાય છે. તેઓ ભગવાનથી જુદા છે, એવું તેમની બાબતમાં તો કહી શકાય નહિ. આવા ત્રણ પ્રકારના પુષ્ટિ ભકતોની સેવાની ત્રણ પ્રકારની જુદી જુદી સિદ્ધિ બતાવવામાં આવી. આ સિદ્ધિના પ્રકારને મહાપ્રભુજીએ ફળ, અધિકાર અને કાલાતીતપણું એમ ત્રણ ભાવો વડે જણાવો છે. આમાં અલૌકિક સામર્થ્ય પ્રાપ્ત કરવાની સિદ્ધિને સૌથી ઉત્કૃષ્ટ ગણી છે, ને તેનેજ ફલાત્મક માની છે. એ ભૂલવું ન જોઈએ.

ઉ૦ : પરંતુ આવી કોઈ પણ પ્રકારની સિદ્ધિ પહેલાં ભકતના મનોરથ કેવા હોય છે, ને તેનું શું થાય છે ?

વ૦ : પુષ્ટિભકત ગમે તે કોટીનો હોય, પણ જ્યારે તે સેવામાર્ગમાં શ્રદ્ધાપૂર્વક જોડાય છે ને **चेतः तत् प्रवणं सेवा** અનુસાર ચિત્તને ભગવાનની સ્વરૂપ સેવામાં રોકે છે, ત્યારે તેનામાં પ્રેમયુકત અનેક અલૌકિક ભાવો પેદા થાય છે. તેના આવા અલૌકિક મનોરથો પણ તેની સાધનદશામાં સંતોષાય છે, અને તેનું હૃદય પ્રેમમાં છલકતું રહે છે. પણ આ ઉપરથી એમ નથી સમજવાનું કે બધાઓની બાબતમાં આમ બને છે. ભકિતનો માર્ગ પણ એટલો સહેલો નથી. વિવેકધૈર્યાશ્રયમાં મહાપ્રભુજી પોતે આજ્ઞા કરે છે કે આ કલિકાલમાં ભકિતનો માર્ગ પણ સિદ્ધ

કરવો કઠણ છે. તે ઉપરથી જણાશે કે ભકિતની સિદ્ધિ પણ એટલી સરલ નથી.

ઉ૦ : ભકિતયોગમાં શાં વિઘ્નો નડતાં હશે? ભકિતના અંતરાયો કયા કયા હશે ?

વ૦ : તમે જોઈ શકશો કે ભકિતમાં હૃદયની શુદ્ધિ એ મુખ્ય વસ્તુ છે. સામાન્ય રીતે મનુષ્યનું હૃદય કામ, ક્રોધ અને લોભને લીધે એવું તો મલીન થઈ ગયું હોય છે, કે અનન્યતા દ્વારા અને અસમર્પિતના ત્યાગ દ્વારા જ્યાં લગી દીનતા ને નિઃસાધનતા પૂરેપૂરી સિદ્ધ ન થાય ત્યાં લગી પ્રભુ માટેનો પ્રેમ થવો મુશ્કેલ છે. આ માટે પ્રપંચની વિસ્મૃતિ અને સંસાર પ્રત્યે વૈરાગ્ય એ મુખ્ય વસ્તુઓ અનિવાર્ય છે. મનુષ્યોની ઈન્દ્રિયો એવી સંસારાવિષ્ટ હોય છે કે તેમાંથી તેમને છોડાવવી એ સહેલું કામ નથી. લાખો જન્મોના સારા ખોટા સંસ્કારથી ચિત્ત ખરડાએલું હોય છે. આપણને આ માર્ગ ઉપર રુચિ થાય અને બ્રહ્મસંબંધના વ્રતાનુસાર સેવામાં આપણું ચિત્ત લાગે, તો આપણે સમજવું કે આપણા ઉપર પ્રભુ દયા થઈ છે. પણ એવી સેવા પણ ક્યારે ફળે કે તેમાંથી પ્રભુ પ્રત્યેનો ખરો પ્રેમ–રાગ જન્મે ત્યારે જ. આવો પ્રભુપ્રત્યેનો અનુરાગ તનુજા અને વિત્તજા સેવાની સિદ્ધિ વગર બની શકતો નથી. તનુજા અને વિત્તજા સેવાનું રહસ્ય આપણે બરાબર નથી સમજ્યા હોતા. તનુજાથી આપણા અહંકારનો, ને વિત્તજાથી આપણા મમત્વનો નાશ ન થાય ત્યાં લગી તેમની સિદ્ધિ નજ કહેવાય. જ્યારે સંસાર દુઃખની નિવૃત્તિ થઈ હોય અને પ્રભુના સ્વરુપના જ્ઞાનથી આપણામાં પ્રજ્ઞાનો ઉદય થયો હોય ત્યારે જ તેમની સિદ્ધિ થએલી કહેવાય. આવી પ્રાપ્તિ થવી એ જ્ઞાનમાર્ગની પરાકાષ્ટા છે. માટે એક અર્થમાં આપણે કહી શકીએ કે જ્ઞાનસિદ્ધિની એટલે બ્રહ્મત્વની એટલે અજ્ઞાનની નિરાવૃત સ્થિતિની એટલે ગીતાજીમાં સ્થિતપ્રજ્ઞની જે સ્થિતિ જ્ઞાનદ્વારા કહી છે, તેવીજ સ્થિતિ

પ્રભુની સેવા દ્વારા તનુજા, વિત્તજા સિદ્ધિના પરિણામે આપણને પ્રાપ્ત થાય ત્યારે જ માનસી સેવા સિદ્ધ થાય.

ઉ૦ : તો તો આ માર્ગમાં પણ ઘણી આંટીઘુંટીઓ છે, એવું લાગે છે.

વ૦ : આત્મસિદ્ધિનો કોઈ પણ માર્ગ મુશ્કેલી વિનાનો તો નજ હોઇ શકે. એક લૌકિક કાર્યની સિદ્ધિ અર્થે આપણને કેટલો ઉદ્યમ કરવો પડે છે! અને કેટલું કષ્ટ સહન કરવું પડે છે! તો પછી આવી પરમ પ્રાપ્તિ માટેનો માર્ગ એ કાંઈ બચ્ચાંના ખેલ ન જ હોઈ શકે. જીવ પોતાની શકિતથી તો આવી સિદ્ધિ મેળવવાની આશા રાખી શકે નહિ. પણ સ્વભાવે દુષ્ટ હોવા છતાં પોતે પ્રભુનો છે એવી શ્રદ્ધા રાખી, પોતાના બધાજ વહેપારોને પ્રભુના બનાવે–સાચી રીતે તેના બનાવે, તો જીવના રાજ્યને ઠેકાણે પ્રભુનું રાજ્ય તેના હૃદયમાં સ્થાપિત થાય. આમ થાય તોજ તેનો બેડો પાર થાય. આ માટે ઉદ્યમ, શ્રદ્ધા, ને સતત જાગ્રતિ જોઈએ. સેવા, સેવામાં પણ ફેર હોય છે. જેમ કર્મકાણ્ડની લૌકિકતા, ને સકામતા સામે શ્રી શંકરાચાર્યે જ્ઞાનનો ઝંડો ઉપાડયો, તેમ ભકિતમાર્ગમાં પ્રચલિત સેવાના કર્મકાંડ સામે ભાવસેવાનો ઝંડો ઉપાડવાની જરૂર છે એમ મને ચોકખું જણાય છે. ભાવવાળી સાચી સેવા ત્યારેજ કહેવાય કે ખરી સેવાનો રંગ જીવનમાં ઉતરે. આવો સેવક વીતરાગી, પ્રેમી, ઉદાર, અલોલુપ, અક્રોધી વગેરે દૈવી ગુણસંપન્ન હોવો જોઈએ. ગીતામાં ભકતનાં જે બત્રીશ લક્ષણ ગણાવેલાં છે તે તેનામાં આવવાં જોઈએ. રાજયોગમાં અહિંસા, સત્ય, અચૌર્ય અને અપરિગ્રહને યમ તરીકે જણાવી ધર્મ પંથના અનુસરનારા બધા માટે સામાન્ય લક્ષણ ગણાવેલાં છે, તે ભકતમાં હોવાં જોઈએ. આમ જો જીવનમાં પ્રભુપ્રેમ મૂર્તિમંત થાય તોજ સેવા ફળી કહેવાય. પણ આવું બનવું, મેં કહ્યું તેમ સહેલું નથી.

ઉ૦ : ત્યારે તેમાં શા અંતરાયો નડે છે? શા માટે જીવ પોતાની ગતિ ત્વરિત બનાવી શકતો નથી?

વ૦ : આ સેવાફલ ગ્રંથમાં શ્રી મહાપ્રભુજી સેવાના માર્ગમાં ત્રણ પ્રકારના અંતરાયો નડે છે, એમ જણાવે છે. તે અંતરાયો ઉદ્વેગ, પ્રતિબંધ અને ભોગ છે. આ શબ્દો દેખાય છે તો સહેલા પણ તેમની પાછળ ઊંડું તત્ત્વજ્ઞાન રહેલું છે.

ઉ૦ : આ પ્રતિબંધોને એક એક લઈ જરા વિગતથી સમજાવવા કૃપા કરશો તો ઠીક થઈ પડશે.

વ૦ : આપણે પહેલો અંતરાય–ઉદ્વેગ લઈએ. આગળ 'નવરત્ન' ગ્રંથમાં કહેવામાં આવ્યું છે કે નિવેદિત જીવે ચિંતા કદાપિ ન કરવી. આ ચિંતા બે પ્રકારની હોઈ શકે, લૌકિક અને અલૌકિક. અલૌકિક ચિંતા બાધક નથી. તે તો પ્રભુ પ્રત્યેની રતિમાંથી ઉદ્ભવે છે, ને ભક્તિની પોષક છે. લૌકિક ચિંતાઓ માર્ગમાં બાધક છે. ૮૪ વૈષ્ણવની વાર્તાઓમાં આ બાબત માટે એક સુંદર દૃષ્ટાંત છે. એક વૈષ્ણવ સેવા સમયે માળા ફેરવતા હતા. તેવામાં એક જણે તેમને બહારથી બોલાવ્યા. તે વખતે ઘરમાંથી તેમના દીકરાની વહુએ કહ્યું કે, 'તેઓ તો હાલ મોચીને ત્યાં જોડા લેવા ગયા છે.' આ સાંભળી વૈષ્ણવે નીચે ઉતરી પોતાની ભૂલ કબૂલ કરી, ને કહ્યું કે, "હું તને સેવા માટે અનધિકારી ગણી સેવાનાં કાર્યોથી દૂર રાખતો હતો. પણ ખરે, તું જ તે માટે મારા કરતાં વધારે અધિકારી છે. તો હવેથી તારે જ સેવા કરવી." આપણું મન કેવું ચંચળ છે અને હૃદયની કામવાસનાઓ કેવી પ્રબળ હોય છે તેનો અનુભવ દરેક જીવને હોય છે. જ્યારે જ્યારે મનને સ્થિર કરવાનો કે હૃદય ઉપર કાબુ મેળવવાનો પ્રયત્ન કરવામાં આવે છે, ત્યારે ત્યારે તેના જુના સંસ્કારો બમણા જોરથી સામા થાય છે, ને જીવને બહાવરો બનાવી દે છે.

આથી જીવ બિચારો લાચાર બની જાય છે, અને ઈન્દ્રિયોને વશ થાય છે. આનું નામ ઉદ્વેગ. આ પ્રકારના ચિત્તના ખળભળાટ સદંતર શમી ન જાય ત્યાં સુધી પ્રભુનો આવેશ હૃદયમાં થતો નથી.

ઉ૦ : અને ભોગ રૂપી પ્રતિબંધ કેવો છે ? આપણે સેવા કરીએ છીએ તે પણ આનંદ પ્રાપ્ત કરવાની આશાએ કરીએ છીએ. આમ આનંદ કે સુખ પ્રાપ્ત કરવાનો અંતીમ ઉદ્દેશ છે તો પછી ભોગને બાધક ગણવાનું પ્રયોજન શું ?

વ૦ : તમારૂં કહેવું બરાબર છે. પણ ભોગ ભોગમાં યે ફેર છે. ભોગ બે પ્રકારના છે. લૌકિક અને અલૌકિક. અલૌકિક ભોગ તો જીવનની ધ્યેય વસ્તુ છે, તે બાધક નથી. પરંતુ તેની પ્રાપ્તિ લૌકિક ભોગના ત્યાગ વગર સાધ્ય નથી. લૌકિક ભોગ તો સેવામાં બાધક છે જ. જ્યાં લગી લૌકિક ભોગો પાછળ મન દોડયા કરે છે, ત્યાં લગી અલૌકિક ભોગ આકાશ કુસુમવત્ છે. લૌકિક ભોગોમાં આસક્તિ હોવી તેનું નામ જ લૌકિકાસક્તિ. આવા ભોગ અલ્પ, વિઘ્ન કરનારા અને આત્માના ઘાતક છે. તેઓ બધા ઈન્દ્રિયજન્ય છે. એવા ભોગો માટેની લોલુપતા તેનું નામ જ સંસાર. સંસાર અજ્ઞાનમૂલક છે. માટે તેનો સર્વ ઉપાયથી ત્યાગ કરવો જોઈએ. તેનો અભાવ થઇ ઈન્દ્રિયો, મન, બુદ્ધિ અને ચિત્ત શુદ્ધ ન થાય ત્યાં લગી પ્રભુનો આવેશ શકય નથી. શ્રી. મહાપ્રભુજી સંન્યાસ નિર્ણયમાં એ જ આજ્ઞા કરે છે કે, '**विषयाक्रान्तदेहानां नावेशः सर्वथा हरे :**'।

ઉ૦ : ત્રીજા અંતરાય તરીકે પ્રતિબંધને ગણાવ્યો છે તે પ્રતિબંધ એટલે શું ?

વ૦ : પ્રતિબંધ પણ બે પ્રકારના છે : જીવકૃત અને ઇશ્વર કૃત. જીવકૃત પ્રતિબંધો કેવળ જીવની અજ્ઞાનતા કે તેના અવિચારી પણાનાં પરિણામો હોય છે. જો એવાં કારણો આપણે જાતે જ ઉભાં

કરેલાં હોય કે આવી પડ્યાં હોય, અને જીવના પ્રયત્નથી દૂર થઈ શકે તેવાં હોય, અગર જો જીવે તેનો પહેલેથી વિચાર કર્યો હોત તો દૂર રાખી શકાય તેવાં હોય ને તેવાં કારણો સેવામાં બાધક નીવડે તો જીવે તેનો પ્રયત્ન પૂર્વક ત્યાગ કરવો જોઈએ. આ જીવના હાથની વાત છે. પણ, એવું બને કે એવા પ્રતિબંધ જીવનમાં ઉભા થાય, જેથી તેનું સેવાનું કાર્ય જ અટકી પડે, અને તેનાથી સેવાનાં કાર્ય ન જ થઈ શકે, તો તો પછી એમ સમજવું કે પ્રભુની ઇચ્છા જ તેને સેવા માર્ગમાં રાખવાની નથી. જો એવું બને તો જીવે સંસાર દુઃખના નિવારણ માટે જ્ઞાન માર્ગનું સેવન કરવું જેથી તે જ્ઞાન દ્વારા પોતાના સંસાર દુઃખનું નિવારણ કરી શકશે.

આમ ઉદ્વેગની સ્થિતિ હોય તો ભક્તિનું દાન થતું નથી, લૌકિક ભોગની સ્થિતિ હોય ત્યાં ઘર બાધક છે અને ભગવત્ કૃત પ્રતિબંધ હોય તો ઇશ્વરની ઇચ્છા અંતરાય રૂપ છે. જીવે આ બધાનો વિવેક કરી, સેવામાં આવતા અંતરાયોને દૂર કરવા પ્રયત્નશીલ થવું જોઈએ. આમ કરે તો જ સેવા ફળે.

ઉ૦ : જીવ આવાં આંતરિક તેમજ બાહ્ય વિઘ્નો નિવારવાનો સાચા હૃદયથી પ્રયત્ન કરે, છતાં તેમ કરવામાં ફત્તેહમંદ ન થાય અને એમજ જીંદગી પુરી થાય તો તેનું શું ફળ થાય?

વ૦ : સાચા હૃદયનો પ્રયત્ન એ જ આવશ્યક વસ્તુ છે. આ માર્ગમાં જીવ પ્રભુના સામર્થ્ય ઉપર નિર્ભર વધારે હોય છે, એ ભૂલવું ન જોઈએ. પણ તેનો અર્થ એમ થતો નથી કે તેણે પુરુષાર્થ ન કરવો. પ્રભુએ કર્મની દુનિયામાં જીવને મર્યાદિત સ્વતંત્રતા આપી છે, ને કર્મના ફળ રૂપ જે જે સંસ્કારોનું બળ તેના કાર્યમાં અંતરાય રૂપ નીવડે તેનો સામનો કરવા તેણે કટિબદ્ધ થવું જોઈએ. આવા સાચા હૃદયના પ્રયત્ન પાછળ પ્રભુનો હાથ છે એવી આસ્થા

જીવે રાખવી. કાળનો નિયામક પ્રભુ પોતે છે માટે તેવા પ્રયત્ન છતાં સિદ્ધિ ક્યારે થશે તેની ચિંતા ન કરતાં, પ્રભુ ઉપર વિશ્વાસ રાખવો. આવું પ્રયત્ન શીલ પણ ભક્તિભાવ વાળું જીવન પસાર કરતાં કરતાં અધવચમાં જ જીવનદોરી તૂટી જાય તો તે બાબત પણ ચિંતા ન કરતાં, પ્રભુ આધીન ગણી શાંતિથી અંતીમ શ્વાસ છોડવો. પ્રભુ પોતાના ભક્તનો ત્યાગ કદાપિ નહિ કરે, અને આ જન્મમાં નહિ તો બીજે જન્મે પ્રભુ તેની સંભાળ લેશે. નારદ મુનિની પૂર્વ કથા તો તમે સાંભળી હશે. પ્રભુ પ્રત્યે સાચો ભાવ જોઇએ. એ હોય તો બધું એની મેળે આવી મળશે. આવો સાચો ભાવ રાખનાર ભક્ત જીવનનો પલટો કરવામાં આખરે ફાવે છે જ. માટે ભક્તે સેવાના ઉપર બતાવ્યા તેવા ભાવો નજર આગળ રાખી નિત્ય સેવા કરવી. અને એથી જે કંઈ વિપરીત હોય તે ભ્રમાત્મક છે, એમ જાણી તેનો ત્યાગ કરવો.

૬૦ : આવી શ્રદ્ધા અચળ રહેવી જોઈએ. પણ તે પ્રભુકૃપા વગર ન જ બને એમ મને લાગે છે.

૭૦ : તમારૂં કહેવું સત્ય છે. શ્રદ્ધા વગર તો આરો જ નથી. અને શ્રદ્ધા સ્થિર થવી એ પ્રભુ કૃપા ઉપર નિર્ભર છે. માટે જ પુષ્ટિમાર્ગ એ કૃપા માર્ગ છે, પ્રભુનો અનુગ્રહ એ જ પુષ્ટિમાર્ગમાં તારતમ્ય છે. હું પ્રભુનો છું ને પ્રભુ મારા છે. હું ગમે તેવો છું તોય પ્રભુનો જ છું, તે મને કેમ છોડશે? માતા બાળકને જો છોડે તો પ્રભુ મને છોડે, તે તો મને નહિ જ છોડે, એમ ભક્તની દીનતા પૂર્વક હૃદયની આજીજી અને આંતરપ્રાર્થના હોય છે. જેના હૃદયમાં પ્રાર્થનાનો આવો વેગ સતત જાગ્રત છે, તેનું વરણ કરવામાં પ્રભુ વિલંબ ન જ કરે, એ સિદ્ધ વસ્તુ છે. બાકી તૃષાર્ત નથી કે ભૂખ્યો નથી તેને જળમાં બુડાડવામાં આવે કે પાંચ પકવાન્ન તેની આગળ લાવવામાં આવે તેથી શું ફળે? અપકવ દશાનું ફળ ખોટું કે બેસ્વાદ

નીવડે છે. તેમાં મિષ્ઠ રસ જામતો નથી. દુઃખ, ક્લેશ અને આપત્તિની ભઠ્ઠીમાં તપ્ત થયા વગરના ઘડામાં રસ સ્થિર થઈ શકતો નથી. માટે કદાચ આવો આંતરવિગ્રહ લંબાય તો પણ શ્રદ્ધા વિહીન ન થવું એવી આપશ્રીની આજ્ઞા છે. ખરૂં જોતાં તો જેટલી આત્મભૂખ વધારે તેટલો પુરુષાર્થ વધારે અને જેટલી ફલોપેક્ષા વધારે તેટલી શ્રદ્ધા વધારે. માટે ભક્તે આથી વિરૂદ્ધ વિચારો કરીને કે અશ્રદ્ધા સેવીને હતાશ ન થવું, પણ પોતાના સૌભાગ્યના અચળપણામાં વિશ્વાસ રાખી સેવાનું કાર્ય ચાલુ રાખવું. જો એમ થશે તો સેવાનું ફળ તેને મળશે જ.

# યમુનાષ્ટક (ભાવાર્થ).

૧. શ્રી યમુનાજી સકલ અલૌકિક સિદ્ધિઓને દેવાવાળાં છે. તેમનામાં ભગવાન મુરારિના ચરણુકમલના સ્પર્શથી સ્ફુરાયમાન થએલ જળસમૂહથી પણુ વધારે, રેતીના કણુ છે. તેમના કિનારા ઉપર આવેલાં નવીન વનોમાંથી જે ફૂલોની સુગંધી ફેલાય છે તેના વડે હર્ષિત થએલા જલ વડે પ્રભુનું સ્મરણુ થાય તેવી શોભાને ધારણુ કરનાર હોવાથી દીનભાવવાળા સુર તેમજ માન ભાવવાળા અસુર ભક્તો એમ બન્ને પ્રકારના ભક્તો તેમની સારી રીતે પૂજા કરે છે. આવાં શ્રી યમુનાજીને હું હર્ષથી નમન કરૂં છું.

આમાં શ્રી યમુનાજીનાં—આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક—ત્રણુ સ્વરૂપનું વર્ણન આપ્યું છે.

૨. શ્રી યમુનાજી મૂળ સૂક્ષ્મ સ્વરૂપે સૂર્યમંડળમાં શ્રીનારાયણુના આનંદાત્મક હૃદયમાં વિરાજતાં હતાં હું એકનો અનેક થાઉં તેવી ભગવાનની ઇચ્છા થતાં ત્યાંથી તે દ્રવીભૂત થઈ જલરૂપી સ્થૂલ રસાત્મક સ્વરૂપ ધારણુ કરી કલિંદગિરિ ઉપર અવતર્યાં છે. આ અવતરણુ વખતે તેમના તીવ્ર પૂરથી ઉજ્જવલ દેખાય છે. ત્યાંથી વૃન્દાવનચંદ્ર સાથે વિલાસ માટે ગતિ કરી રહેલાં અને પ્રકટ ગંડશૈલો વડે ઉંચાં નીચાં દેખાતાં-એવાં શોભાયમાન લાગે છે. શબ્દ સહિત

પ્રવાહની ગતિને લીધે દરિયાનાં મોજાંની પેઠે ચઢતા ઉતરતા વિવિધ વિકારવાળાં હોવાથી જાણે ઉત્તમ હીંડોળામાં આરૂઢ થયાં હોય નહિ! એવાં વિરાજી રહેલાં છે. મોક્ષદાતા ભગવાન શ્રીકૃષ્ણની પ્રીતિ ભક્ત પ્રત્યે અને ભક્તની ભગવાન પ્રત્યે વધારનારાં તેઓ છે. સૂર્યમંડળમાંથી અવતરેલાં હોવાથી પદ્મના ભાઇ એવા સૂર્યનાં પુત્રી તેઓ છે. આવાં અનેક ગુણવાળાં શ્રી યમુનાજી સર્વથી શ્રેષ્ઠપણે વિજય પામે છે.

જેમ ભગવાનના ષડ્ગુણોને લીધે ભગવાનની શ્રેષ્ટતા છે તેમ શ્રી યમુનાજીના તેવાજ છ ગુણોને લીધે તેમનું પણ સર્વોપરિપણું છે. જેવું ભગવાનનું શ્યામ સ્વરૂપ છે તેવુંજ શ્રીયમુનાજીનું વર્ણવેલું છે.

૩. પૃથ્વી ઊપર પધારેલાં શ્રી યમુનાજી જગતના સ્વજનોને પાવન કરનારાં છે. ભકતોના પણ અનેક પ્રકાર છે. જેમ ગોપીજનોએ શ્રી યમુનાજીનું સેવન કર્યું તેમ શુક, મયુર અને હંસો વગેરે અનેક પ્રકારનાં પક્ષીઓવડે ( આમાં જ્ઞાનમાર્ગીઓ, કર્મમાર્ગીઓ, અને યોગીઓ વગેરે અનેક ભકતોનો સમાવેશ કરેલો છે ) આપ સેવાએલાં છે. આપે તરંગરૂપી કંકણ પહેર્યાં છે અને તેમાં વાલુકા રૂપી મોતી જડયાં છે. વળી તટરૂપી નિતંબોવડે સુંદર દેખાતાં શ્રી યમુનાજી શ્રીકૃષ્ણનાં ચોથાં પટરાણી છે. (જેમ નારાયણ એ ભગવાનનું ચતુર્થ વ્યૂહ સ્વરૂપ છે તેમ શ્રીયમુનાજી ભગવાનનાં અંતઃશકિત સ્વરૂપા છે. તે જ તેમના આનંદાત્મક હૃદયરૂપ છે, તે જ આત્માનું આત્મત્વ છે. અણુ, અણુમાં પ્રસરેલ અને ઓતપ્રોત થએલ સૂક્ષ્મ તથા સ્થૂલ શકિતરૂપે તેમનુંજ પ્રાકટ્ય છે. ટૂંકમાં તે હયાતિ રૂપ છે. માટેજ આ લોકમાં તેઓ ભગવાનની બહિરંગ લીલાનાં સાક્ષીરૂપ છે. તેમના વિના એ લીલા પણ શકય નથી. વળી ભગવાનની અલૌકિક અંતરંગ લીલાનાં પણ એ સાક્ષી સ્વરૂપ છે. તેમના વિના કોઈ પણ લીલા સંભવિતજ નથી. તેઓ ભકિતના નિર્ગુણ અને નિર્વિકાર સ્વરૂપ રૂપે વિરાજમાન છે, માટે માતાના નિર્વિકાર વાત્સલ્ય ભાવે

ભકતો તેમની અહીં પૂજા કરે છે) આવાં શ્રી યમુનાજીને હે ભકતો, તમે નમન કરો.

૪. શ્રી યમુનાજી અનંતગુણોથી શોભાયમાન છે, અથવા તો અનંત એવા ભગવાનના સમાન સર્વગુણોથી તેઓ શોભાયમાન છે. શિવ બ્રહ્માદિક દેવોએ તેમની સ્તુતિ કરેલી છે. તેમની કાન્તિ ગાઢ વાદળના જેવી છે. ભગવાન મેઘશ્યામ છે. શ્રી યમુનાજી પણ મેઘ શ્યામા છે. તેઓ ધ્રુવ પરાશર વગેરેને સદા ઈચ્છિત ફળ આપવા-વાળાં છે, તેમના તટ ઉપર વિશુદ્ધ મથુરા નગરી આવેલી છે, તેઓ સઘળાં ગોપ અને ગોપીઓથી વીંટાએલાં છે અને કૃપાજલધિ એટલે કરૂણાસાગર શ્રીકૃષ્ણનો આશ્રય કરીને રહેલાં છે. આવાં શ્રી યમુનાજી મારા મનના સુખનો વિચાર કરો.

૫. ભગવાનના ચરણકમલમાંથી ઉત્પન્ન થએલાં હોવા છતાં પણ શ્રી ગંગાજી, શ્રી યમુનાજીના સમાગમથીજ ભગવાનને પ્રિય થયાં છે. (શ્રી ગંગાજી જ્ઞાનરૂપ છે જ્યારે શ્રી યમુનાજી ભકિતરૂપ છે, એટલે જ્ઞાન જ્યાં લગી ભકિતને પોષક હોય ત્યાં લગીજ તે ઉપયોગી છે. કેવળ શુષ્ક જ્ઞાન નકામું છે.) આમ શ્રી યમુનાજીના સંબંધથી જ શ્રી ગંગાજી પોતાના ભકતોને સકલસિદ્ધિ આપે છે એટલે કે જ્ઞાન જ્યાં સુધી ભકિતથી રંગાએલું હોય ત્યાં સુધીજ પોતાનું સેવન કર-નારને સકલ સિદ્ધિ આપી શકે છે. આવાં શ્રી યમુનાજીની બરાબરી કદાચ કોઈ કરી શકે તો તે તેમનાં સપત્ની શ્રી લક્ષ્મીજી કરી શકે. છતાંય, તે તેમની પુરેપુરી બરાબરી તો નજ કરી શકે. આવાં હરિને પ્રિય, ભકતોના કલેશને ખંડન કરનારાં શ્રી યમુનાજી મારા મનમાં હમેશાં બિરાજો.

ભગવાન આનંદ સ્વરૂપ છે. તે દયાનિધાન છે, શ્રી યમુનાજી પણ પ્રેમની ઉષ્માનું સ્વરૂપ છે, તેઓ ભકતોનો કલેશ કદી પણ સહી

શકતાં નથી. એટલેજ ભક્તોના ક્લેશો દૂર કરવામાં ભક્તનું સાધન વગેરે ન જોતાં કેવળ દયાથી પ્રેરાઈ તેમનાં દુઃખોનું નિવારણ કરે છે. તેથી જ તે ભગવાનને બહુ વહાલાં ગણાય છે. આ તેમની વિશેષતા છે.

૬. હે શ્રી યમુનાજી, તમને અમારાં સદા સર્વદા નમન હો. આપનું ચરિત્ર અતિ અદ્દભુત છે, કેમકે તમારા જલપાનથી યમ સંબંધી દુઃખ ક્યારે પણ થતું નથી. એટલે જેઓને ભક્તિનો આસ્વાદ લાગ્યો છે અને ભક્તિને પંથે વળેલા છે તેમને યમનો ભય નથી. યમની સત્તા કેવળ ભક્તિ રહિતો ઉપરજ ચાલે છે. પણ શ્રી યમુનાજી તો ભક્તિનાં રાણી છે. તેઓ યમનાં બહેન છે. ભક્તો કદાચ સુદુરાચારી હોય તો પણ તેમના દુરાચારોને ધ્યાનમાં ન લેતાં તેમની ભક્તિને લીધે પ્રભુજ તેમનાં પાપોને દૂર કરી તેમની શુદ્ધિ કરે છે અને તેમને યમના મુખમાંથી ખેંચી લે છે. એટલે જ ભક્તો એ યમુનાજીના પુત્રો થયા પછી યમના ભાણેજ બને છે અને લૌકિકમાં મામો ભાણેજને ન જ મારે એવો ધર્માચાર છે. એ દષ્ટાંત શ્રી મહાપ્રભુજી અહીંઆપે છે. શ્રી ગોપીજનોએ શાસ્ત્રનું કાંઈ સાધન કર્યું નહતું. કેવળ શ્રી યમુનાજીની સેવા કરી હતી અને તેમની સેવા કરવાથી પ્રભુપદને પામ્યાં હતાં અને પ્રભુને વહાલાં થયાં હતાં. તેમ જીવ પણ જો તમારું સેવન કરે તો જરૂર તે પણ હરિને તેવી જ રીતે પ્રિય થાય.

૭. હે શ્રી યમુનાજી, તમે મુકુન્દનાં પ્રિય છો, જેઓ તમારો એટલે ભક્તિનો આશ્રય લે છે તેઓના અંતઃકરણના અધ્યાસ ધીરે ધીરે નિવૃત્ત થાય છે. આ અધ્યાસરૂપી રાક્ષસો તે જ મુર અને નરક રૂપી અસુરો છે. જ્યારે એ અસુરોનો નાશ થાય છે ત્યારે જ શરણ સિદ્ધિ થાય છે. ભગવાનનું આ કાર્ય શ્રી યમુનાજી કરે છે. તેથી તેમને તનુનવત્વ એટલે અલૌકિક દેહને આપવા વાળાં કહ્યાં છે. આવું

તનુનવત્વનું દાન જ્યારે ભક્તો શ્રી યમુનાજીની સંનિધિમાં રહે છે, ત્યારે, અર્થાત્ ભક્તિને આશ્રયે દૃઢભાવથી સ્થિતિ કરી રહે ત્યારે જ શ્રી યમુનાજી કરે છે. જો ભક્તિમાં દ્રઢ રહે તો મુરારિ શ્રી ઠાકોરજીમાં રતિ–પ્રેમ થવો દુર્લભ નથી અને પ્રભુમાં રતિ થાય તો જ લીલાનો અનુભવ થઈ શકે. આ અધિકાર પ્રાપ્ત કરવા અલૌકિકદેહની પ્રાપ્તિ અનિવાર્ય છે તે કાર્ય શ્રી યમુનાજી કરી આપે છે. તેવો તેમનો અદ્દભુત પ્રતાપ છે. માટેજ હે માતા! આપે ગોપિકાઓને જેવી રીતે લડાવ્યાં તેવી રીતે મારું પણ લાલનપાલન કરો. અરે, મારી વાતતો શી કરવી ? શ્રી ગંગાજી પણ આ વિશ્વમાં આટલી ખ્યાતિ પામ્યાં હોય તો તે પણ આપના સમાગમને લીધે જ. ભલે જેઓ ભક્તિમાર્ગીય જીવો નથી તેઓ કદાચ ગંગાજીની અધિકતા કલ્પતા હશે, પણ પુષ્ટિ જીવોએ તો આપના સિવાયનાં ગંગાજીને ક્યારે પણ વખાણેલાં નથી. ભક્તિ વગરનું જ્ઞાન પુષ્ટિભક્તોને બાધક છે.

૮. હે લક્ષ્મીજીનાં શોકય! હે પ્રિયે, તમારી સ્તુતિ કોણ કરી શકે ? ફલની દ્રષ્ટિએ તો લક્ષ્મીજી કરતાં આપની અધિકતા વિશેષ છે, શ્રી લક્ષ્મીજી સાથે જો પ્રભુની સેવા થાય તો મોક્ષ પર્યંતનાંજ સુખની પ્રાપ્તિ થાય છે, પરંતુ જો તમારી સેવા કરવામા આવે તો સર્વ શ્રીઅંગથી ઉત્પન્ન થએલાં, સર્વ ગોપીજનોના સમાગમથી થએલાં જે શ્રમજલનાં બિન્દુઓ તે સાથે સમાગમ થાય છે કારણકે શ્રી લક્ષ્મીજી એ ભક્તિનો રજોગુણી ભાવ છે, જ્યારે શ્રી યમુનાજી એ ભક્તિનું નિર્ગુણાત્મક સ્વરૂપ છે. શ્રી લક્ષ્મીજીમાં પ્રેમનો એક લક્ષી ભાવ છે જ્યારે શ્રી યમુનાજીમાં સર્વાત્મભાવ લક્ષિત છે.

૯. હે સૂર્યનાં પુત્રિ, આપના આ અષ્ટકનો જે પાઠ કરે છે તેનાં—

૧—બધાં પાપો નાશ પામે છે;

૨—ભગવાન મુકુંદમાં તેની પ્રીતિ થાય છે.

૩—તે પ્રીતિવડે સકલ અલૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

૪—મુરારિ ભગવાન સારી રીતે પ્રસન્ન થાય છે, અને અંતે

૫—સ્વભાવનો વિજય થાય છે. આવા અનુક્રમ પ્રમાણે શ્રી પ્રભુમાં પ્રેમ રૂપી ફળ પ્રાપ્ત થાય છે, એવું શ્રી હરિના વહાલા શ્રી આચાર્યજી મહાપ્રભુજી કહે છે.

માટે ઉદાર વૈષ્ણવો પોતાનો હાથ લંબાવશે એવી આશા છે. જે જે પુસ્તકો માટે મદદ મળશે તે તે પુસ્તકો છપાવવામાં આવશે.

## શ્રીશુદ્ધાદ્વૈત સંસદ્—અમદાવાદ

[ સ્થાપના સંવત ૧૯૯૭ ના કાર્તિક શુકલ ૧૫ તા. ૩-૧૧-૪૧ ]

મુખ્ય ઉદ્દેશઃ— પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્તની દૃષ્ટિએ, વૈષ્ણવ સૃષ્ટિની પ્રગતિને અર્થે, આવશ્યક ને હિતકર હોય તેવી કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ હાથ ધરવાનો રહેશે. અને તે માટે પ્રાચીન મૂળગ્રન્થો, તેના અનુવાદો, માર્ગીય સાહિત્ય ઉપર નિબંધ, નવલકથા, જીવનચરિત્રો વગેરે પુસ્તકો લખાવી-રચાવી, પ્રગટ કરવાનો રહેશે.

આ સંસ્થાને સહાય કરનારા, દાન આપનારાઓ માટે આજીવન સભ્ય કે વાર્ષિક સભ્યોના વર્ગોની વ્યવસ્થા નીચે મુજબ કરવામાં આવી છેઃ—अ વર્ગના લાઇફ મેમ્બર રૂ. ૧૦૧. ब વર્ગના લાઇફ મેમ્બર રૂ. ૫૧. ब. વર્ગનાં સ્ત્રી લાઇફ મેમ્બર રૂ. ૨૫ વાર્ષિક સભાસદ રૂ. ૩.

દરેક પ્રકારના મેમ્બરોને દરવર્ષે "વ્યવસ્થાપક સમિતિ" ઠરાવશે તે પુસ્તકો ભેટ યા અરધી કીંમતે મળશે.

## શ્રી શુદ્ધાદ્વૈત સંસદ્‌નાં અન્ય પ્રકાશનો

૧. શ્રી વલ્લભાચાર્યજીના સિદ્ધાંતઃ—અનુવાદક મો. વી. ગાંધી મોડાસા.

૨. રાજા આશકરણઃ—લેખક શ્રી. ચી. મ. વૈદ્ય મોડાસા.

૩. ગીતા સંદેશઃ—લેખક શ્રી જે. ગો. શાહ અમદાવાદ

૪. શ્રી દેવકીનંદનાચાર્યજી—લેખક શ્રી. ચી. મ. વૈદ્ય મોડાસા.

---

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ ધી નવપ્રભાત પ્રીન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રોડ, નોવેલ્ટી સીનેમા પાસે અમદાવાદ
પ્રકાશક : શ્રી. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ. એમ. એ.
મંત્રી : શ્રી શુદ્ધાદ્વૈત સંસદ, અમદાવાદ.

# વૈષ્ણવ ભાઈઓને

આજે વિજળીની ઝડપે પલટાતા જમાનામાં ભૂતકાળની વાતો ભૂલાવા અગર બદલાવા લાગી છે. ધર્મ અને ધાર્મિક મતાઓ ઉપર પ્રચંડ હુમલાઓ થઈ રહ્યા છે. આપણા ઉછરતા યુ સમયના આ વહનમાં તણાવા લાગ્યા છે. આ વિકટ સ્થિતિ ઉગરવા માટે આપણી આગળ—આપણા ઉછરતા વર્ગ આગળ આ ધર્મના સિદ્ધાંતો તેમને ગળે ઉતરે તેવી રીતે રજુ કરવામાં નહિ તો ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ ઝંખવાશે. શુદ્ધાદ્વૈત સંસદનું એક ધ્યેય આવી જાતનું સાહિત્ય પુરતા પ્રમાણમાં પ્રકટ કરી જનતામાં તેનો ફેલાવો કરવાનું છે.

આજે સ્થિતિ એવી છે કે બોલે તેનાં બોર વેચાય. હમણાં હમણાં આપણા ધાર્મિક પ્રશ્નો જનતામાં છૂટથી ચર્ચાઈ રહ્યા છે. તે ચર્ચાઓમાં ભાગ લેનારાઓમાંથી મોટે ભાગે તો ધાર્મિક તત્ત્વોથી અજ્ઞાત હોય છે. આપણી પાસે કોઈ વ્યવસ્થિત સંસ્થા કે મંડળ હોય અ. તેના અનેક સભ્યો હોય તો તેવી સંસ્થાનો વિચારપૂર્વક રજુ કરેલ અવાજ આ ધાર્મિક ચર્ચાઓમાં જરૂર આવકાર પામશે. શુદ્ધાદ્વૈ સંસદની એવી ઉમેદ છે કે ધાર્મિક પ્રશ્નોની બાબતમાં પોતાનો અવાજ જનતા આગળ તે સફળ રીતે મૂકી શકશે. આવી સંસ્થાના સભ્યોની સંખ્યા જેમ વધારે તેમ તેનું બળ પણ વધારે ગણાય.

આટલા મહાન વૈષ્ણવ સમાજમાંથી ધારે તો હજારો વૈષ્ણવો આ સંસ્થાના સભ્યો બની શકે. આશા છે કે વૈષ્ણવ ભાઈઓ ત્રીજા વર્ષમાં પ્રવેશતી આ સંસ્થાને પોતે સભ્ય બની સમૃદ્ધ કરશે.